૪૭૭૫

# संसार गुणसागर जीवनबोध.

## ॥ पारसमणिका ग्रंथ ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર.

જીભાઈ મુગટરામ રાવળ.

તથા

રાયચંદ કેશવજી ભાવસાર.

अमदावाद.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ
એજન્સિ કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૭. ઈ. સ. ૧૮૯૦

કીંમત દસ આના.

સર્વે હક કર્તાએ સ્વાધીન રાખ્યા છે.

૪૭૭૫

# संसार गुणसागर जीवनबोध.

## ॥ पारसमणिका ग्रंथ ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર.

જીભાઈ મુગટરામ રાવળ.
તથા
રાયચંદ કેશવજી ભાવસાર.

અમદાવાદ.
મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ
એજન્સિ કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૭. ઈ. સ. ૧૮૯૦

કીંમત દસ આના.

સર્વ હક કર્તાએ સ્વાધીન રાખ્યા છે.

# अर्पणपात्रिका.

## शार्दूलविक्रीडित छंद.

प्रेमे तात पधारशो प्रभु तमे, विघ्नो बधां टाळवा
वर्त्ते कार्य सुधारवा शिशु तणां, उठो प्रभु पाळवा
नीती टेक विवेक भक्तिज मुने, आपो तमे हे प्रभु
जेथी सूख अपार आत्म मुजनो, पामे नकी हे विभु
जाणी बाळ अनाथ अर्ज उरमां, लेशो तमे आ समे
अर्पु पुस्तक एक आ तम पदे, हौंशे स्विकारो तमे

## गिति.

सक्ति सर्व प्रभु तारी, जरा न पहोंची मती प्रभु मुजनी
प्रगट्युं पुस्तक प्रेमे, थई कृपा ज्यां खरी प्रभु तुजनी

## પ્રસ્તાવના.

હે, પરોપકારી અને પ્રજ્ઞાવંત પુરસો આપને અમે ઘણીજ નમ્રતા સાથે કહીએ છીએ કે જે આ પુસ્તક પ્રગટ થએલું છે, તે સર્વ અમારા આત્માનાં પુર્વનાં સંચીતની જેવી શક્તિ હતી તેવુંજ આત્મજ્ઞાન ઉત્પન્ન થયું. ને તેનાવડેથીજ આ મોક્ષકારક પુસ્તક બનેલું છે. ॥जेवी जीवनी शक्ति॥ તેમાં એવી રીત રહેલી છે કે તમે તેમાં જેવું ધ્યાન દેશો, ને જેવું નિશ્ચે કરી પાળશો, તેવુંજ તમને ફળ મળી આવશે. ॥पोतानाज फायदा माटे॥ તેમાં એવી રીત કે જેવી રીતે અમે પુર્વના સારા સંચીતવડે કરીને આ ભવને વિષે સારાં ફળો પામ્યા. તેમ તમે પણ આ ભવના વિષે સારો લાભ પામવા માટે આ પુસ્તકનો પ્રસંગ ઘણા પ્રેમ સાથે કરો, ને માં-

હેના ગુણો આપના ધ્યાનમાં ઉતારી ઘણીજ હીમત સાથે પાળવા માટે તત્પર થાઓ, કે જેથી તમારાં કોટીજન્મનાં કષ્ટો નિવાર્ણ થાય. ને અંતે ઇશ્વર તરફથી ઘણાં માન્ય પામો. ॥ **खरीवातनो खुलाशो** ॥ અમોએ જે આ ગ્રંથ રચ્યો છે, તે સર્વ પરમેશ્વરની કૃપાવડેથીજ બન્યોછે. કારણ કે અમોએ કાંઈ એટલું બધું વિદ્યાનું સંપૂર્ણ જ્ઞાન કરયું નથી. તેમ વ્યાકરણ તથા પીંગળ વીગેરેનો પણ ઘણો માહરો કર્યો નથી. માટે આ રચેલા ગ્રંથમાં ભુલ ચુક આવીહોય તો તે આપ સર્વ સુધારીને વાંચશો. ને તે ગુનો માફી કરશો એવી આશા રાખીએ છીએ (૧) વળી તમે એમ સમજો કે જે અમો આ ગ્રંથ રચ્યોછે તે કાંઈ અમે મોટાઇને ઇચ્છીને રચ્યો નથી, તેમ, લક્ષ્મીના લોભની અરથે પણ રચ્યો નથી, ફક્ત અમારા જીવની વૃતિ એવી થઈ કે આ અવનિ ઉપર અવતરીને કાંઇક પર-ઉપકારીક કામ કરવું. તેવું ધારીનેજ આ ગ્રંથ રચ્પોછે. કે જેથી સર્વે પ્રાણીનો ઉદ્ધાર થાય.(૨)॥**पुस्तकनुं मान्यशास्त्र प्रमाणेलख्युंछे**॥ તેમાં તમો આ પુસ્તક વાંચીને માંહેના ગુણો ગ્રહણ કરો, ને મોક્ષના અધિકારી થાઓ. જો કદાપી કોઈ જીવ આ પુસ્તક વાંચીને અથવા સાંભળીને નિંદા કરશે તો તે જીવ નારકીનો અધિકારી થશે. તે ઉપર કહાણી કે "**नंद्यानोकरनार,तेने नार्कीनो अधिकार**" એવું સાસ્ત્રમાં પણ કહેછે. માટે આ પુસ્તકનું ઘણા યત્ન સાથે જતન કરવું; ને તેને જ્યાં ત્યાં ફેંકી નહીં દેવું. "તેજ સુજ્ઞાની જીવનો ધર્મછે" આ વાત ધ્યાનમાં નહીં લહો તો તમને તેનો પ્રતિવાય લાગશે.

॥ **सर्व प्राणीने घणा मान्य साथे नमस्कार्य** ॥

૪૭૭૫

# गुणसागर जीवनबोध पारसमणीका ग्रंथ.

॥ श्रीसरस्वति स्तुति ॥ चोपाई ॥

વિરંચિ તનયા લાગુ પાય, કલ્યાણી કરને તું સહાય;
પ્રથમ માતપ્રશન જો હોય, કદી વિઘ્ન આવે નહિ કોય. ૧
કવિઓના કીધા મા કામ, થઈ પ્રશનને રાખ્યા નામ;
ભારતિ કરો બાળકનીભીર, વશ રશના એધરિ ભુજ શીર. ૨
લાજકાજ સર્વે તમ હાથ, અણુસમજુ ને વળિ હું અનાથ;
ભગવતિ નહિ મુજ કાંઈ ભાંન, સતિ તું દે સમજણને શાંન ૩
શક્તિ જરા મુજમાં નહિ જાણ, અરજ એક મનમાં તું આણ;
શતિ શીરોમણ તું તો સાર, કરૂં વિનતિ હું વારંવાર. ૪
પુસ્તક રચવા પ્રેમ અપાર, જનુંનિ ચુક ન લાવો લગાર;
થયો ભાવ હૈયાની માંહિ, જીવનસાર કરૂં હું કાંઈ. ૫
નજર થઈ જ્યાં શીં હવે ન્યુંન, પુર્વે જનમકો પૂરણપુંન્ય;
અહો માર્ગ મા કરિ વિચાર, જીવતણો જેથી ઉદ્ધાર. ૬
જીભાઈ ઉપર કરી દયાય, રક્ષણ કરશો માત સદાય;
ખરા ન્યાયની આપો રીત, કરો મા રાયચંદની ઝીત. ૭

## संसारीक कायदो सुधारवानो ठपको,

કેશવલાલ તથા તેનો પ્રીયમીત્ર ચુનીલાલ તે બંને એક વખત પોતાની બેઠકની જગ્યામાં બેઠા

હતા ત્યાં એક બીજા અરસપરસ ધર્મસાસ્ત્રની વાત કરતા હતા તેટલામાં સંસારીક વાત ચાલી તે વાત કરતાં કરતાં કેશવલાલ બોલી ઉઠયો કે ભાઈ આ સંસારમાં નાતોના કાયદા તથા સંસારીક રીવાજો જે નાતીલાઓએ પોતાની વિચાર શક્તીવડે કરીને રચ્યા છે તેમાં કેટલાએક તો એવા રચેલા છે કે જેથી કરીને પોતાનું શીશ પોતાની તરવારથીજ કપાય, તેવા કાયદા વીશે તું કાંઇપણ જાણે છે કે નહીં.

ચુનીલાલ–ભાઇ તે કાયદા વીશે થોડું ઘણું જાણીએ તો ખરા પણ પુરેપુરી યાદી નહીં

કેશવલાલ–વાહ ધન્યછે કે જે જાણવા જોગ બાબતોને જાણીજ નહીં.

ચુનીલાલ–હા ભાઈ તારૂં કહેવું સત્યછે.

કેશવલાલ–ભાઈ તું સાંભળ કે જે માણસ ખરી અવસ્થામાં આવ્યા પછી પોતે સારા નરસા સંસારીક રીવાજનો પોતાના આત્માએ કરી નીશ્ચે નથી કર્યો તેને ધીકાર છે.

ચુનીલાલ–હે સ્નેહી ધન્યછે કે આવા કાયદા વીશે વાત કરવાનો મનસુબો કર્યો,

કારણ કે આ કાયદા વીશે પ્રવીણ થવા માટે મન

ઘણીજ આતુર હતી માટે એ કાયદા માંહીથી સર્વ વાતનો સાર ભીનભીન કરીને સંભળાય.

કેશવલાલ—અરે મારા સ્નેહી મીત્ર તું સાંભળ કે આવા સંકષ્ટ ભરેલા કાયદા કરતાં આપણા નાતીલાઓએ કાંઈપણ અકલ પહોંચાડી હશે કે નહીં. સાથી કે તે કાયદા ઉપરથી મને સર્વ સાર જણાઈ આવ્યોછે કે જેથી કરીને તે કાયદાથી કોઈ દીવસ તેમના બાળકોને અતી સંકષ્ટ પ્રાપ્ત થાયછે; એવા અધુરા તથા વહેમ ભરેલા તથા વીચાર વીનાના રીવાજોની કેવી ગોઠવણ કરીછે, જેથી કોઈ તે કાયદા સુધારવાને ચાહે તોપણ તેનાથી તે જરાપણ સુધરી શકે નહીં.

ચુનીલાલ—ઓહો, એવા કેવા કાયદા રચેલા છે કે સુધાર્યા પણ સુધરી શકે નહીં. સુજ્ઞાનીઓને સુધારવા સહેજ છે.

કેશવલાલ—તેં કહ્યું તે ખરૂંછે પણ આપણા કુટુંબમાં સૌને હાનીકાર્ય એક બીજ રોપાએલું છે તેથી કરીને કોઇનો મત મેળવી તે સારૂં કામ સુધારવાની કોઇની હીંમત ચાલતી નથી.

ચુનીલાલ—એવું કલેશકાર્ય બીજ કયું રોપાએલુંછે

કેશવલાલ—સૌને સુખી કરનાર તથા જશ આપ નાર એવો જે શ્રેષ્ટ સંપ છે તેનો જરા પણ અંસ-કયાં છે તે બતાવ.

ચુનીલાલ—હા ભાઇ તારૂં કહેવું ખરૂંછે કે જેમ વૃક્ષછે. તે મુળ વિના ટટાર ઉભું રહેતું નથી તેમ આ કાયદા રૂપી જ્ઞાનછે ને તે જ્ઞાનરૂપી વૃક્ષછે ને તેનું મુળ સંપછે. તેમાં જો સંપ ન હોય તો તે જ્ઞાનરૂપી વૃક્ષ શા વડે કરી ઉભું રહે.

કેશવલાલ-વળી જો તે કાયદા માંહેલા અવળા રીવાજો સુધરવા નહીં સુધરવાનું કારણ તે નીચેની કલમો વાંચ્યાથી તને માલમ પડી આવશે.

૧ પોતાનો સારો વખત જોઇ પોતે એમ ન ધાર્યું કે, આગળ આપણો તથા આપણા બાળકો કેવો વખત આવશે. ને તે વખત આ કાયદા પ્રમાણે ચાલવાથી શું હીત તથા ગેરફાયદો થશે તે વીશે તો કાંઈપણ નજર પહોંચાડી નહીં.

૨ જશ અપજશ શાવડે કરી મળતો હશે તેના વીશે કાંઇપણ જાણ્યું નહીં.

૩ વળી પોતાના મનમા સુલટુ ઉલટુ સર્વે જાણે ખરા પણ તે ઊલટું સુધારવામાં હીંમત ઘાલતા નથી. ને નકામું સુરાતન બતાવી મોટાઈ લેવા માટે પો-

તાનો પૈસો ગેરરસ્તે વાપરે છે, તેવી નકામી મોટાઇ લેવા ચાહે તે કયાંથી મળતી હશે.

૪ શાસ્ત્ર કાયદાથી વીરૂધ કરી આપ શાસ્ત્રના કાયદા પ્રમાણે ચાલવા માંડયું.

૫ સમય વરતવો તેવું બોલે ખરા પણ સમય વરતી શકતા નથી.

૬ નકામી ઉદારતા બતાવી પોતાનો પૈસો એળે કાઢેછે.

૭ ગર્વથી ગુચાએલા છે તેથી કરીને કાંઇ હીતકાર્યે ઉપદેશ લાગુ પડતો નથી.

ચુનીલાલ-હારે હા ભાઈ હવે મેં તારાં સર્વ વચનો સત્ય માન્યા સબબ કે આ સાત કલમો ઉપરથી મને સર્વે હકીકત જણાઈ આવીને હાલમાં કાયદા પણ તે પ્રમાણે ચાલેછે. માટે હે ભ્રાતા ઉપર કહેલી સાત કલમોને લગતા કાયદાથી થતા બીગાડ ને સ્ત્રી તથા પુરૂષમાં અવળી રૂઢી તે સર્વે મને સંભળાવ.

કેશવલાલ-ભાઇ તું નથી જાણતો જોને પેલો ગીરજાશંકર પ્રથમ તેના ઘરની કેવી અવસ્થા હતી ને હાલમાં કેવીછે.

ચુનીલાલ-અહા ! ભાઈ જે વખત તેના પીતાં જી-

વતા તે વખતની તો સીજ વાત કરવી તેના જેવો પૈસો; તેના જેવી આબરૂ ને તેના જેવી નાતો તથા લાણીઓ તથા બેન દીકરીઓના ક્રીયાવરો હાલમાં તેના જેવા કોણ કરનાર છે.

કેશવલાલ-ત્યારે હાલમાં તે માંહેનું શું રહ્યુંછે

ચુનીલાલ—હાય હાય! હાલમાં તો બીચારાને અતી સંકષ્ટરૂપી દશા પ્રાપ્ત થઇછે ને તેના પીતાની સર્વ આબરૂ ઢંકાઈ ગઇછે.

કેશવલાલ—ભાઈ તેતો ખરૂં પણ જે તેને રહેવાનું ઘર રહ્યુંછે તેના ઉપર રૂ૧૦૦૦) નું તો કરજછે ને વળી પાંચશે પાંચશેનાં તો હજુ બે ખરચ ઉભાંજછે. ને લેણીઆતોની અરજીઓ તો એક દીવસ પણ સાંસતી પડતી નથી તેથી કરી ઘડીવાર પણ સરકારી કોરટમાંથી છુટવાપણું થતું નથી ત્યારે તેના ભાડુંઓને જોઇને તેટલું ખાવાનું કઈ વખત પુરૂં પાડે, તેનો આવો સંકષ્ટ ભરેલો સમય આવી ગયોછે.

ચુનીલાલ—આવાં ગીરજાશંકરના દુઃખો જોઇને, અતીશય દીલગીરી થઈ ગયો ને પોતાના મનમાં ગભરાઇને પોતાની આંખમાં ઝળઝળીઆંલાવીદીધાં.

કેશવલાલ—વાહ! ચુનીલાલ તું શામાટે ગભરાયછે.

આતો અમથા સહેજ વાત કરીએછીએ.

ચુનીલાલ--ભાઇ તું કહેછે કે અમથા સહેજ વાત કરીએછીએ પણ મને તો ખરી ઠસી ગઇછે.

કેશવલાલ--ભાઈ જોને પેલો કોણ આવેછે.

ચુનીલાલ--તે પ્રાંણશંકર મને ખાવા તેડવા સારૂ આવતો હશે.

પ્રાણશંકર--ભાઇ ચુનીલાલ તમે ચાલોને તમારા પીતા બોલાવે છે.

ચુનીલાલ--પ્રાણશંકર શામાટે મારા પીતા બોલાવતા હશે.

પ્રાણશંકર--મને કંઇ તમારા પીતાએ વાત કરી નથી પણ મને તો એમ સંભવે કે તમારા કુટુંબમાં કોઇ વધારે માંહુંછે માટે મને તેડવા સારૂ મોકલ્યો છે.

ચુનીલાલ પોતાના મનમાં વીચાર કરીને કહે છે. કેશવલાલ! કોણ માંહુ હશે.

કેશવલાલ--ભાઈ તારા પીતાને પુછ્યાથી માલમ પડી આવશે.

ચુનીલાલ--કેમ પીતાજી શું. કામ છે.

સંભુરામ--ભાઈ ગીરજાશંકરને ત્યાં જાને તેની

માને પાંચ દશ દીવસ મંદવાડ હતો તે આજે વધા-
રે સંભળાય છે.

ચુનીલાલ ત્યાં જઈ ઉભો રહ્યો. તેટલામાંજ તે ડો-
શીનો દેહકાળ થયો. ને પછી સંસારી કર્મ કરી સૌ
ઘેર આવ્યા. ને ચુનીલાલ પણ પોતાના ઘેર આવ્યો.

ચુનીલાલ પોતાના પીતાની પાસે ગીરજાશંકરની
વાત કાઢીને બોલ્યો જુઓને પીતાજી આ બીચારા
ગીરજાશંકરને કેવું સંકષ્ટ પ્રાપ્ત થયું છે.

સંભુરામ–ભાઈ એમ શું સંકષ્ટ પ્રાપ્ત થયું છે. તું
હજી તેના બાપનો વખત તો જાણતો નથી જો સાંભળ
તેના જેવા ફીયાવરો હાલમાં કોણ કરનાર છે તેથી
કરીને આ ડોસીની પાછળ પણ ગીરજાશંકરને સારૂં
ખરચ કરવું પડશેજ.

ચુનીલાલ–તે બીચારો શા આધારે સારૂં ખરચ કરશે.

સંભુરામ–સુજે તેમ કરે પણ તેની માનું બારમું
સુધાર્યા વીના ચાલશેજ નહીં.

ચુનીલાલ–પીતાજી તે શું સુજે તેમ કરશે ઘર તો
રહેવાને નથી. ને માથાના વાળ પણ પારકા છે. ત્યારે
તે કયાંથી લાવીને બારમુ સુધારશે.

સંભુરામ–અલ્યા ચુનીલાલ તું છોકરબુદ્ધિ કરી

મારી સાથે માથાકુટ શા માટે કરેછે. આ વખત જો તે સારૂં ખરચ ન કરે તો તેના બાપની સર્વ મેળવેલી આબરૂ જતી રહે. માટે પોતાનો દેહ વેચીને કે કાંઈ વાલી ચીજ વેચીને પણ આ ડોસીની પાછળ ગીરજાશંકર સારૂં ખરચ કરશે.

ચુનીલાલ આવો પોતાના પીતાનો બોલ સાંભળીને અચરત પામી ગયો ને પછી બોલ્યો. પીતાજી આ ગીરજાશંકર વધારે સારૂં ખરચ ન કરે તો કંઈ તેને નાતીલાઓ નડતા હશે.

સંભુરામ–ભાઈ જો તે ગીરજાશંકર નાત ન કરે તો તેને નાતીલાઓ નાત બહાર મુકે કે હરેક રીતે નડે.

ચુનીલાલ–પીતાજી આ કાયદા વીશે વાત મેં આજજ સાંભળી. માટે હે પીતા હવે તમે મને તે સર્વ કાયદામાંપ્રવીણ કરો.

સંભુરામ–ભાઈ જો આપણી નાતમાં વધારે આબરૂ વાળો કોને જાણવો કે જે માતુ પીતાની પાછળ બારમુ સુધારે તથા કુળવાન ઠેકાણું જોઈ પરઠણ આપી બેન દીકરીઓને પરણાવે તે વધારે આબરૂવાળો જાણવો.

ચુનીલાલ–પીતા આવી રૂઢીની વાત તો આજજ જાણવામાં આવી.

સંભુરામ–ભાઇ ચુનીલાલ. આપણે તો આવા રીવાજમાં પ્રવીણ થવુંજ જોઇએ કારણ કે અસલથીજ આપણા ઘરડાઓ તેજ પ્રમાણે ચાલતા આવ્યા છે. માટે તમારે પણ તે કાયદા પ્રમાણે ચાલવું પડશે આપણે તો અવશ્ય કરીને તે કાયદામાં પ્રવીણ થવુંજ જોઇએ ને વળી અમે જયારે નહીં હોઇએ ત્યારે તમારા મનને ગભરામણ ન રહે માટે તે કાયદામાં ખરેખરૂં ધ્યાન ચોટાડીને તેનો નિશ્ચે કરવોજ જોઇએ.

ચુનીલાલ–પીતાજી હાલમાં આપણો સારો વખત છે ને જો કદાપી આપણો આ વખત બદલાઇ જાય ત્યારે કયા વખત પ્રમાણે ચાલવું.

સંભુરામ–આપણા ઘરડાઓના કરેલા કાયદા પ્રમાણે ચાલવું

ચુનીલાલ–પીતાજી ઘરડાના વખતમાં ને હાલ વખતમાં કંઈ ફેર હશે કે નહીં.

સંભુરામ–ઓહો !! પહેલાના વખતમાં ને હાલ વખતમાંતો ઘણોજ તફાવત પડી ગયો છે,

ચુનીલાલ–પ્રથમથી તે હાલના વખતમાં કયો કયો ફેરફાર રહ્યોછે.

સંભુરામ–પ્રથમના વખતમાં પ્રથમ, સંપ, લક્ષ્મી સત્ય, મનુષ્યની વ્રદ્ધિ, ખરો વીશવાશ, એ સર્વે શ્રેષ્ઠ નિતિઓવડે કરીને શાસ્ત્રને પ્રતિપાદન કર્યું ને પછી કોઇને કશી પ્રકારની હરકત ન પડે. તેવીજ રીતનાં કાયદાનાં પ્રમાણ કર્યાં હતાં.

ચુનીલાલ--ત્યારે હાલમાં તેમાનું શું રહ્યુંછે.

સંભુરાંમ–ભાઈ હાલના વખતમાં તો પ્રથમ કુસંપ કુબુદ્ધિ, કુકર્મ, અજ્ઞાન, અસુદ્ધિપણું, ગર્વનું જોર; કુવાકય, નીર્લજપણું, અવીવેક ઇર્ષા, તથા વહેમ, અણવીશવાશ, તથા નીર્દયપણું એ સર્વે અનિતિઓ પ્રાપ્ત થઇછે, ને આપશાસ્ત્રથી વધારે વહેવાર ચાલેછે; તેવડે કરીને અતી સંકષ્ટરૂપ સમય આવી ગયોછે.

ચુનીલાલ--પીતાજી ત્યારે તો હાલના વખતમાં ને પ્રથમના વખતમાંનો ઘણોજ તફાવત જણાઇ આવેછે.

સંભુરામ–હા ભાઇ તફાવત તો છેજને.

ચુનીલાલ–ત્યારે તો જેમ પ્રથમના સમયની અવસ્થા પ્રમણે સુજ્ઞાનીઓએ કાયદો રચ્યો હતો. તેમ

હાલના સમયની અવસ્થા પ્રમાણે સુજ્ઞાનીઓએ કાયદો રચવોજ જોઇએ.

સંભુરામ—હાભાઇ, શાસ્ત્રમાં પણ સમય વરતવો. તેવું કહેછે ખરા, પણ તે કાયદો સુધારવાની કોઇની હીંમત ચાલતી નથી.

ચુનીલાલ--પીતાજી તેનું શું કારણ હશે.

સંભુરામ—ભાઈ તેનું કારણ કંઇએ નથી. તારે આટલી બધી શી ચીંતા રહેલીછે. આપણે તો સૌ કરે તે પ્રમાણે કરવું ને જે વડે સુખદુખ પડે. તે સહેવું ને આપણો કુળા અભીમાન કદાપી છોડવો નહીં.

ચુનીલાલ—આવાં પોતાના પીતાનાં વચનો સાંભળીને તરતજ ચુપ થઇ ગયો. ને ત્યાંથી ઉડીને પોતાના મીત્ર કેશવલાલની પાસે ગયો.

કેશવલાલ--કેમ ચુનીલાલ તારૂં મોં દીલ્લગીરી ભરેલું લાગેછે.

ચુનીલાલ--કાંઇ નહીં ભાઇ તારી કહેલી સર્વ વાત સાચીજ છે. કારણ કે આજે મારા પીતા પાસે ગીરજાશંકરની વાત કાઢી હતી. તે ઉપરથી મને ખરેખરૂં સાબીત થયું છે.

કેશવલાલ--શા વીશે વાત ચાલી હતી.

ચુનીલાલ—ભાઇ સર્વ સંસારી કાયદા સારા નરસાનો વીચાર મારા પીતા પાસે ખરેખરી રીતે સાબીત કર્યો ને પછી વધારે વાત ચાલી. તેથી કરીને તેમને ખોટું લાગ્યું કારણ કે મારા મુખમાંથી સારૂં હીતકાર્ય વેણ નીકળ્યું એટલે મારા ઉપર ગુસ્સે થયા ને બોલ્યા કે ભાઇ સૌ કરે તે પ્રમાણે કરવું ને ઘરડાના કાયદા પ્રમાણે ચાલવું ને આપણો કુળ અભિમાન કદાપિ છોડવો નહીં.

કેશવલાલ—ભાઇ રીશ ચડે તેમ સા કારણથી બોલીએ. જો ભાઇ પ્રથમ તેમનો વિચાર ગ્રહણ કરવો ને પછી તેમાં સુલટો કે ઉલટો હોય તેનો વિચાર કરીને તેમને એવી રીતે કહેવું કે તરતજ તેમના મનમાં ઠશી જાય. ને તેમને ખેદ થાય તેવું એક પણ વાકય ઉચ્ચરવું નહીં. કારણ કે આપણ તો સૌને હીતકાર્ય વેણ કહેવું છે. માટે તેમને ગમે તેટલીજ વાત કરવી ને ન ગમે એટલે તરતજ સર્વ વાત બંધ કરવી સાથી કે એમ કંઇ માથાકુટ કરવાથી કે વીરૂધ કરવાથી તે કાયદો સુધરવાનો નથી જ્યારે તેમના મનમાં સારૂં ખોટું જાણશે અગર તે દુખની

વ્યાધીથી હારશે એટલે તરતજ તમને આપણું વાકય સારૂં લાગશે.

ચુનીલાલ--એમ કેમ તેમની બુદ્ધિ આપણા જેટલીએ નહીં પહોંચતી હોય કે ? આજે પ્રથમના રચેલા કાયદા પ્રમાણે હાલના વખતમાં ચાલવાથી શું હીતછે કે ગેરફાયદો છે. શું ? તે સર્વ તેમનાથી અંધેરમાં ચાલ્યું જતું હશે.

કેશવલાલ--ભાઇ તું તે વીશે હજી કંઇ જાણતોનથી.

ચુનીલાલ--હા ભાઇ તારૂં કહેવું સત્યછે. પણ હે મારા પ્રીયમીત્ર મને મોટો વહેમ એછેકે મારા પીતા વાત કરતાં બંધ પડી ગયા તથા સારૂં કહેતાં ખેદ પામ્યા તે વીશે મને ઘણોજ વીચાર પડી ગયોછે. માટે હે ભ્રાતા તું મને સર્વ વાતનો વહેમ આપના વચને કરીને નાશ કરે તો સારૂં.

કેશવલાલ--હે મારા પ્રીયમીત્ર તું સાંભળ કે જે તું કહેછે કે તેમનાથી તે કાયદા અજાણમાં હશે. પણ ભાઇ તેમાંનું કશુંએ તેમનાથી અજાણમાં નથી.

ચુનીલાલ-ત્યારે સાથી કરીને સારો રસ્તો મુકીને નરસ રસ્તે ચાલેછે.

કેશવલાલ--જો ભાઈ તેમને અતી સંકષ્ટ પ્રાપ્ત કર-

નાર કુળાઅભિમાન રહ્યોછે તેને વડે કરીને એક બીજાનો મત મુકતા નથી ને તેથી કરીને સૌને હીતકાર્ય કાયદા રચવાનો સમય મળી શકતો નથી.

ચુનીલાલ—ઓહો ! સૌને કુસંપ તથા વ્યાધી કરનારતો કુળાઅભિમાનજ છે કે. ( આટલી વાત કર્યા પછી. ) ગીરજાશંકરની વાતો કરવા માંડેછે.)

કેશવલાલ—ભાઈ ચુનીલાલ આજ ગીરજાશંકરની માને ગુજરી ગયે કેટલા દીવસ થયા.

ચુનીલાલ—ભાઈ આજ તો નવ દીવસ થયાને કાલે સુતક ઉતારશે.

કેશવલાલ—ચાલોને ત્યારે આજે પથરણે બેસવા જઇએ.

ચુનીલાલ—હા ચાલો, ( એમ કરી પથરણે બેસવા ગયા ત્યાં સર્વ ગીરજાશંકરના ભાઇઓ મળીને બેઠા હતા. ત્યાં આગલા ઘરડાઓની વડાઇ ભરેલી વાતો ગીરજાશંકરના સાંભળતાં કરતા હતા.

કુટુંબીઓ—કેમગીરજાશંકર ડોશી તો ગુજરીગયાંકે

ગીરજાશંકર—હા કાકા ડોશી તો ગુજરી ગયાં.

કુટુંબીઓ—હશે, ડોશી તો ભાગ્યશાળી થઇ ગયાં. ગીરજાશંકરપોતાના સર્વ ભાઇઓ સાંભળતાં

કહેછે કે ભાઈ કાલે, ડોશીનું સુતક ઉતારવું છે. માટે સર્વે ભાઇઓ વેળાશર આવજો.

કુટુંબીઓ—ઠીક, પણ ગીરજાશંકર તારે અમસરખું કાંઈ કામકાજ હોય તો કહેવું તે વિષે કાંઈ ગભરામણ રાખીશ નહીં.

ગીરજાશંકર—બહુ સારૂં કાકા.

કુટુંબીઓ—અલ્યા ગીરજાશંકર જરા હીંડને. કાંઇ તને વાત કહેવી છે.

ગીરજાશંકર—શું છે લો હીંડોને હું આવુંછું.

કુટુંબીઓ—કેમ ગીરજાશંકર ડોશીની પાછળ શું કરવાનો વીચાર છે.

ગીરજાશંકર—કાકા તમારી ધ્યાનમાં આવે તેમ ખરૂં ને તમારૂં કંઈ અછાનું છે. કે મારી હાલની અવસ્થા કેવીછે.

કુટુંબીઓ—ભાઈ તેતો ખરૂં. પણ તારાં પીતાની મેળવી આબરૂ ઉપર પાણી ફરી વળશે કારણ કે તારા ઘેર હજુ સુધી નબળું ખરચ થયું નથી માટે તારી નજરમાં આવે તેમ કર પણ આ વખતતો ડોશીના કાંધીઆ સુધારે તો સારૂ.

ગીરજાશંકર--તેતો ખરૂં પણ મારી શકતી એટલી બધી નથી.

કુટુંબીઓ-ભાઈ તેમાં શું શકતી નથી પાંચ પચીશ જોઈતા હોયતો લઈ જજે. ને મળે ત્યારે આપજે પણ આ વખતતો કાંધીઆ સુધાર.

ગીરજાશંકર—ઠીક તેતો ખરૂં પણ હાલના વખતમાં મને આપવાની શકતી નથી ત્યારે પાછળથી કયા ઝાડથી લાવીને આપવા ને લઇને ના આપીએ ત્યારે હાલના વખતની અવસ્થા પ્રમાણે ખરચ કરીએ તો શી હરકત છે..ને પાછળથી આબરૂ ગુમાવીએ ત્યારે આગળથી વીચાર કરીએ તો કેવું હીતકાર્ય થાય.

કુટુંબીઓ—વાહરે વાહ! ગીરજાશંકર તને ધન્યછે કે તેં પણ આવી બુદ્ધિ પહોંચાડી જો સાંભળ આ અવસર ગયો ફરીને આવનાર નથી ને જો આપણી નાતમાં જશ મળવાનાં કામ કયાંછે કે પ્રથમ માતુ પીતાનું બારસું તથા કુળવાન ઠેકાણું જોઈ બેન દીકરીઓને પરણાવવી તે વખત ફરી ફરીને મળતો નથી માટે જે થવાનું હોયતે થાય પણ તેટલાં કામ સુધારવાથી ડરવું નહીં.

ગીરજાશંકર-ઠીક ત્યારે સૌ ભાઇઓનો વીચાર

થયો તે ખરો ને તમારીને અમારી બંનેની આબરૂ પણ ભેગીછે.માટે તમે કહો તે પ્રમાણે કરવાને હું તઇયારછું

કુટુંબીઓ--ભાઇ રંગછે ગીરજાશંકર તને કે આ વખતમાં પણ ભાઇઓના કહેવા પ્રમાણે ઉભો રહેછે હશે એમાં શું શીંહનું બચ્ચું શીંહના જેવુંજ હોય ને તેમાં જરાએ ભીનત્વપણું પડતું નથી શું આતો, બીચારાનો વખત બદલી ગયો છે નહીંતર કેવું ઉ-જળું ખરચ કરત આવી રીતે પોતાના પીતાના ક-રેલા કરીઆવરોનું શુરાતન ચઢાવીને કહેછે કે ભા-ઈ ગીરજાશંકર આ વખત પણ સારા કાંધીઆ કરેતો સારૂં. ( કુળાઅભીમાનથી ભુલીને કહેછે.)

ગીરજાશંકર--હવે તમે મને શું પુછોછો તમારી સૌ ભાઇઓની મરજીમાં આવે તેમ કરો હવે મને તમારે કંઈ પણ પુછવું નહીં. ને કાંઈ ભાઇનું બુરૂં ભાઇ ઇચ્છનાર નથી એવો મને ખરી ખાતરીથી ભરોશો છે.

કુટુંબીઓ આવી આવી ઘણીક વાતો કર્યા પછી પોતપોતાના ઘેર ગયા. ને કેશવલાલ તથા ચુનીલાલ આ સર્વ હકીકત જોઇને ઘણુંક આશ્ચર્ય પામી ગયા ને પછી તે વીશે વાતો કરતા કરતા પોતાના સ્થળે આવ્યા.

## ચુનીલાલ પોતાના મનમાં સમજીને બોલેછે.

( राग वनझारानो. )

જોજેજે મિત્ર તું મારા શુણ્ય કુટુંબિઓના વિચારા ટેક.
ઘણા ડાહ્યાને ગુણવાન, વિદ્યા સર્વતણું છે જ્ઞાન;
તે કેવી રીતે બોલનારા, જોજેજે ૧
વૃધ થયાછે ઘણી વયથી, નથી ડરતાકુચાલના ભયથી;
હાથે કરી કષ્ટ લેનારા, જોજેજે. ૨
ઘણા ગુંણિજન દિશેછે જગમાં, તે બોલેછે કુધારાની
વગમાં; કુપ જાણીને તેમાં પડનારા, જોજેજે. ૩
જોને ગીરજાશંકરના ભાઈ, તેં જોઈ તેઓની સગાઈ;
તે કેવું જ્ઞાન આપનારા, જોજેજે. ૪
તે ગરિબતણો આ વખત, આ કાયદો નડેછે સખત;
નહિ કોઈ દયા આણનારા, જોજેજે. ૫
તેં સુણ્યાં સગુણિનાં વાયક, તેમાં કયા બોલછે લાયક;
હું જાણું છું હીણું કરનારા, જોજેજે. ૬
સમય પ્રમાણે નહિં સમજાવે, ઉલટા માર્ગ તેને તો
બતાવે; માંહી પડી બુરૂં કરનારા, જોજેજે. ૭
તેને કષ્ટ આવીને પડશે, સામા ઉઠીને ભાઇઓ નડશે;
ખાઇને ખોટું બોલનારા, જોજેજે. ૮

ચુનીલાલનું આવું બોલવું સાંભળીને કેશવલાલ, સગુણી કુટુંબની રહેણી કહેછે.

કેશવલાલ-- (राग )

क्षत्री कलंक केम लेशोरे.

શુંણ શુંણને તું મુજ ભ્રાત કુટુંબ કોને જાણવુંરે;
શુંણી સમજી લે રૂદીયા સાથ, કુટુંબઆનેજાણવુંરે; ટેક.
જેને સંપતણું હોય જ્ઞાન, કુટુંબ.
સર્વ ભાઇને ગણે જે સમાન, કુટુંબ.
કોઇ દિન કરે નહિં ક્લેશ, કુટુંબ.
એક એકપર ન રાખે દ્વેષ, કુટુંબ.
જે નમ્રતાને નિતિવાન, કુટુંબ.
સૌને સરખું આપે જ્ઞાન, કુટુંબ.
જરા જાણે નહિ જે જુદાઇ, કુટુંબ.
ભુલે નહિં જે આપ ભલાઇ, કુટુંબ.
અભીમાન ન ધરે અંગ, કુટુંબ.
ન હોય છળતણો જરા સંગ, કુટુંબ.
દુખિ દેખી દુઃખી થનાર, કુટુંબ.
સમયે આવીને રાખે ભાર, કુટુંબ.
જે પરોપકારીને પુણ્યવાન, કુટુંબ.
જેવો સમય તેવું આપે જ્ઞાન, કુટુંબ.

કહે મુખે જે સાચી વાત, કુટુંબ.
સુરસ્તો આપે જે હાથ, કુટુંબ.
કષ્ટ વખતે કરે જે સહાય, કુટુંબ.
કુરકર્મ કરે ન કદાય, કુટુંબ.
વિમુખ માર્ગ ન બતાવે વીર, કુટુંબ.
આવી સંકટે સોંપે શીર, કુટુંબ.
જરા નિંદા નહિ કરનાર, કુટુંબ.
બંધુ હિતના કરે જે વિચાર, કુટુંબ.
ભ્રાતુથી ભિન્ન ન રાખે મંન, કુટુંબ.
જાણી પોતાતણું છે તંન, કુટુંબ.

ચુનીલાલ આવું પોતાના મિત્ર કેશવલાલનું બો-લવું સાંભળીને ઘણો આનંદ ઉપજાવીને બોલે છે.

राग.

हे प्रधान तुं कहेछे वात ते खरी.

ધંન્ય ધન્ય મિત્ર કહે વાત તું ખરી,
મુજ દિલ વસીછે રે જરી જરી.
હીત ચાહી વાત આવી યાદીમાં કરી,
સાર સાર સોધી કર્યો ચીતમાં ધરી.
કલમો કેળવણીથી કરી તેંતો મીત્ર,
પ્રિતિભાવ આણિ રેણી કરીછે પવિત્ર.

કોઇ દિન લેશ દુઃખ નાહી તો પડે.
અડચણ આવે નહિં આ રેણી વડે,
જો કદાપી રૂઢી આ કુટુંબમાં ભળે,
કુસંપ કષ્ટ નિશ્ચે જાણો એનાથી ટળે.
જરા દ્વેષભાવ નાહિં દિલમાં રહે,
સ્નેહિઓના હિત માટે સંકટો સહે.
છે ન દે છેવટ સુધ્ધિ કોઇ કોઇને,
થાય ન જરા અનિતિ સત્ય જોઇને.

( આવી રીતે સામસામા વાતચીત કરીને એક બીજાના સ્થળે ગયા. )

ગીરજાશંકરનો વીચાર ( ગીરજાશંકર, પોતાની માનું ખરચ વીત્યા કેડે પોતે પોતાની બેન મોટી થઇને કુંવારી છે; તથા રૂ૫૦૦ ) ની પરઠણ કરી કુળ-વાન વર જોઇને પરણાવવી છે અને પોત્તાના માથે વધારે કરજ થઇ ગયુંછે, તેના વીશે માહા વિચારમાં પડીને બોલેછે

राग.

आज हरी निर्दय केम थयाछो.

પ્રભુજી સમય શો આવ્યોછે મારો, પ્રભુજી. ટેક.
પિતા સમયનિ શી હું વાત સંભારૂં,

આ સમયનિ માંહી તે તણું સુખ કામ ન આવ્યું;
વળિ કાંઇ ન કરિ તેણે શાંહી; પ્રભુજી.
સગાસબંધિએ સુલટું ન કીધું,
રહ્યાં ઉલટું આપ બતાવી સામા સુખનહિદે વખતે;
સ્વાર્થે મારશે સતાવી; પ્રભુજી.
કુળા અભિમાન કુપની માહીં,
હાથે કરીને હું પડીઓ, અરર ઇશ્વરા ઉલટું થવું હશે;
માટે આ રસ્તો મુને જડીઓ; પ્રભુજી.
ગજા ઉપરાંત હું ગર્વ કરીને,
જશ લેવાને ચાલ્યો, વિખરસરણ થયું મુજ માથે;
નહિં કોઇ મુજ કર ઝાલ્યો; પ્રભુજી.
સગપણ બેન તણું હજુ કરવું,
કઠિન કુળકાયદા રહ્યાછે, તે રીતે નથી શકિત કરવાની
તે સમય મારો સર્વ ગયોછે, પ્રભુજી.
કુળવર જોવાને જો ઇચ્છું તો,
તેમાં દામતણાં રહ્યાં લખાં, તેપુરૂં નહિ પડશે મહારાથી;
પણ પિત્રાઇઓ છે અદેખાં, પ્રભુજી.
નિંદ્યા વધારી વાતો નઠારી, કરશે કલેશ ક્રોડવાર;
જીવું ત્યાં સુધી નહિ દે સુખ પડવા,
વળિ કષ્ટ આપી નડનાર; પ્રભુજી.

( આવી નકામી ડર ધરાવીને તથા તેને કંઇપણ રસ્તો નહિ સુજવાથી પોતે પોતાની બેનને વૃદ્ધવરની સાથે રાત્રે લગ્ન કરી પરણાવી દીધી.

કુટુંબીઓનો વિચાર.

કુટુંબીઓ—કેમ ગીરજાશંકર હવે તમે પેલા રૂપીઆ આપશો કે નહીં. ને આપશો તો કયારે આપશો

ગીરજાશંકર—કાકા હાલમાંતો રૂપીઆ નથી તે કયાંથી લાવું.

કુટુંબીઓ એકદમ હુમલો કરેછે ને તેને મારવાજેવું કરીને કહેછે. કે મેર લુચ્ચા,ચોર તારી માનું જગતીયુ કરવુ હતુ ત્યારે તને લેવા આવતાં શરમ નહોતી આવતી. ને લેતી વખત વિચાર કરીએ નહિં કે આ રૂપીઆ હું કયાંથી લાવીને આપીશ એમ કરી તેને ઘણા સતાવ્યો ને થોડા દીવશ પછી અરજીઓ કરી તેના ઘરને જપતી મુકાવી.ને તેનાં સર્વ વાસણ કુશાણ તથા લુગડાં લતાં વીગેરે સર્વ મીલકત લઇ જાયછે. ( કેશવલાલ તથા ચુનીલાલનું આવવું (ને તે જોઇ અચરત થવું. )

ગીરજાશંકર, આવું દુખ દેખીને ઘણી દીલગીરી સાથે બોલેછે.

( राग मुज उपर गुजरी )

અરે ઓ હાય હવે શું થાય શી રીતે કરવું;
આ અતિ સંકટને જોઈ મારે તે મરવું.
હું ઘણા મતિનો હીન થયો હું લીન કુટુંબની માંહી,
તેણે આવી દીધું દુઃખ વિચાર્યું ન કાંઇ.
મેં સ્નેહી ધારી શીશ સોંપ્યું મુજ જ્યારે,
તેણે અવળું કીધું કાજ જાણ્યું અત્યારે;
મેં ધરાવી તેની બીક અરે મુને ધીક પડી મુજ પંડે
સર્વ જાણ્યું મેંતો આજ પડયો પડપંચે;
જશ લેવાને કાજ ખોઇ મેં લાજ અવળું કરતાં,
હાથે કરી લીધું મેં કષ્ટ ધ્યાન ન ધરતાં;
આ અધર્મ અનિતિ ઘણી આજ મેં જોઇ,
વળી પીતા તણી મેં લાજ નક્કી તો ખોઇ.
મેં મોટાઇ લેવા માટ ઘડયો મેં ઘાટ સાટે સુખ ખોયું,
આ ઉલટા કાયદા નક્કિ ધ્યાન કરી જોયું;
આ સંકટની માંહ્ય કોણ સહાય આવીને કરશે,
આ અરજ ગરીબની આજ ધ્યાનં કોણ ધરશે;
આ સમય માહ્યરો જોઈ વેરી સૌ કોઈ થયું છે આજે,
પિત્રાઇઓ દેછે દુખ જરા નહિ લાજે.
કર્યું હોત વિચારી કામ થાય ન આમ જરૂર હું જાણું,

અભિમાન કુળનું કરી અતી દુખ આણ્યું;
મેં નહીં જાણ્યો મુજ વખ્ત શખ્ત છે સાચો,
કારમી કુબુદ્ધિ કરી લેવા જશ જાચ્યો.
હું સુણાવું સૌને સહી કરો આમ નહીં વિચાર કરશો,
અર્જ સુણી ગરીબની આજ ધ્યાનમાં ધરશો;
જેવો સમય તેવું ચાલો સત્ય માનો મુજ ભાઇ,
પરદેખિ ન કરવું કામ કરી ચતુરાઇ.

(આવી રીતે ઘણું રૂદન કરી પોતાના સંકટની સોચના કરેછે.)

કેશવલાલ તથા ચુનીલાલ આવું ગીરજાશંકરનું દુખ જોઇ તથા કુટુંબીઓનો કેર જોઇ પોતે મહા દીલગીર થાયછે. (ચુનીલાલ—ભાઇ કેશવલાલ જોને આ પીત્રાઇઓનું છેવટનું પરિણામ કેવું નીકળ્યું. અને જમતી વખત જશ ગાઇ જોર આપતા હતા તેજ આ વખતે આવીને તેની ખરી આબરૂ લેવા ઉભા થયાછે અરે એ પરમેશ્વર સામી સાહ્યતાને બદલે સંકટ આપવા ઉભા થયાછે.

કેશવલાલ—ચુનીલાલ તું દીલગીરી શામાટે કરેછે. ભાઇ એવી મતીઓ વડેથીજ આવું સંકષ્ટ પામેછે. જો કદાપી સભ્યતા તથા નમ્રતા હોયતો આ સર્વ

દુખનો નાશ થાય અને આ અવળા રીવાજો તરતજ બદલી જાય.

ચુનીલાલ--હા ભાઇ તારૂં કહેવું સત્યછે.

કેશવલાલ--ભાઈ આ દુઃખતો પોતે પોતાની મેળેજ લીધેલુંછે કાંઈ કોઈનું દીધેલું આવ્યું નથી કારણ કે એમ જો ન હોયતો પોતે પહેલાંની રૂઢી પ્રમાણે હાલના વખતમાં ચાલવાથી શી શી હરકતો આવેછે તેનો નિશ્ચે કરત. પણ તે માંહેનું તો કશુંએ કર્યું નહીં ત્યારે સુખની આશા સાની રહે.

કેશવલાલ તથા ચુનીલાલ એવી રીતે વાતો કરતા પોતાને સ્થળે ગયા.

ગીરજાશંકરની બેન તેનો સ્વામી ગુજરી ગયાથી પોતે રૂદન કરે છે.

રાગ લલીત છંદ.

અરર આ અતી દુઃખતો થયું,
પતિ મુઆ પછી સર્વ તો ગયું;
સરત ના રહી બંધુ શું તુને,
પ્રધ પતીયને શું દિધી મુને.
ગરિબ બેનની ઉપરે દયા,
નહિ કરી જરા શું ભુલી ગયા;

ઉમર માહ્યરી નિષ્ફળે ગઈ,
બહુ દિને દુખો તો રહું સહી.
વખત સર્વ તો શું બગાડિયો,
ભગનિ દેહને તેં લુટાવિયો;
કરથકી કરી કૂપ માંહિરે,
સગપણો તજી નાંખિ શાહિરે.
નિયમ કૂળના ઉલટા અતી,
અતિ દુખો નડે તેનિરે વતી;
દિનપણે કરી સૂઝ ના પડી,
કરમ કોપથી રીતિ આ જડી.

( રાગ સીતાજીના મહિનાનો. )

હું અબળા જાતિ અવતાર, આવી દુઃખ આ પડયું;
મુને બાળ અવસ્થાની માંહી, વિધવાપણું તો નડયું.
હું વય વિનાની બાળ, વિમુખ કામ આ થયું;
આ સંસારતણું જે સુખ, હવેતો એળે ગયું.
મુને નડે અનંગનો માર, અંગ બળે અતિ ઘણું;
ઇંદ્રિયો તણા જે વિકાર, વશ ન રહે એક ક્ષણુ.
વધ કરિ ન કાં મુજ માય, જનમ થયા પછી;
એકલડી મુકીને આંહી, સંકટ દઈ શું ખશી.
ભ્રાતુએ વાળ્યું વેર, ઝેર ન પાયું શું વળી;

વરાવિ વ્રધ કંથનિ સાથ, જન્મારો ગયો બળી.
જરા અરે ન આણી મંન, ભુંડા શું ભુલી ગયો;
કરી કુળ તણું અભિમાન, બગાડીને તું રહ્યો.
ગજા વિનાનું જોર, જણાવિ કામ આદર્યું;
ખોઇ બેઠો તું સામી લાજ, કેને કામ શું સર્યું.
હું કરૂં શું વધારી વાત, અવિવેકી કુળની;
અડચણો નડે છે અનેક, રેણી જે મુળની.
કર્યા મત્તાન મત્ત વિચાર, મોટાં માન્ય પામવા;
શાસ્ત્રનો ન લીધો સાર, સુકીર્તી જમાવવા.
એમ કરે નહિ જાણો સુખ, સામુ દુઃખતો મળે;
જો સૌ તણું ચાહો હીત, અનિતિ જો આ ટળે.
જર જેની પાસે હોય, તેને શું સાંભરે;
પણ નિર્ધનને ઘણીવાર, રેણિ આ નક્કિ નડે.
જરવંતા જુએછે કુળ, લાજ વધારવા;
કરે નહિ જરા પોતે વિચાર, કુધારો સુધારવા.
આપ પુત્રિ તણું જરા હીત, મનમાં જાણે નહિ;
સુખ દુઃખ ધરે નહિ ધ્યાન, કહુ સાચું હું સહી.
ગરિબ તણી જે બાળ, સંભાળ તેની શું લહે;
કર થકિ નાંખે કુપ માહે, સંકટતો ભલે સહે.
અરે અવળા રહ્યા છે રિવાજ, આજ હુંતો કહું;

જુઓ જુઓ તમોતો દ્રષ્ટ, કેવું દુખ હું સહું.
દેખા દેખિ ન કરશો કામ, હૈયે હામ રાખીને;
મુજ ભાઇએ લીધુંછે કષ્ટ, દેખા દેખી દાખીને.
ભાઇઓ ભાગી મનની ભ્રાંત, રૂઢી આ રૂડી કરો;
અડચણ ન આવે એમ, શોધી સારી ધરો.
સૌનું હિત ચાહીને આપ, અનિતિ કાપશો;
વિદ્યાર્થી કહું વારંવાર, સત્ય કરી થાપશો.

( કેશવલાલ તથા ચુનીલાલ ગીરજાશંકરની બેનનું વીધવાપણું થવું સાંભળીને પોતે મહા દીલગીર થઇને તે વીશે વાત કરવા મંડ્યા. ( કેશવલાલ—ભાઈ જો આપણા કુટુંબના અજ્ઞાનપણે કેવું નુકશાન થાયછે.

ચુનીલાલ—હા ભાઈ. તે તો ખરૂં પણ આતો બેની લડાઇમાં બીચારી કુંવારીકાઓને મહા કષ્ટ ઉત્પન્ન થાયછે. તેના ઉપર કોઈ જરા પણ દયા આણુતા નથી. અરેરે!હાયરે! આતો મહા અવહીતજ થાયછે.

કેશવલાલ—અલ્યા ચુનીલાલ તું તો માંહીમાંહી ઘેલાં વચનો કાઢેછે કારણ કે તું જાણેછે તો ખરો કે આ કાયદાથી ઘણું નુકશાન થાયછે. તેમ છતાં પણ તું તે વિષે અપશોશ કરેછે પણ ભાઈ એમ અપશોશ કર્યાથી તે દુઃખનો નાશ થવો નથી જ્યારે આ-

પણ સર્વ ભાઈના મગજ ધ્યાનો અનુભવ થશે ને વહેમ તથા કુળા અભિમાનનો નાશ થશે ત્યારેજ આવો સંકષ્ટ ભરેલો સમય નાશ પામશે.

ચુનીલાલ–હા ભાઈ તે તો બોલવું સત્ય છે. પણ આપણા ભાઇઓને આટલું દુઃખ પડતાં છતાં પણ કાંઈ નજર નહીં પહોંચતી હોય કે શું.

કેશવલાલ–નજર પહોચતી હોય તો આવો દુઃખ દાયક કાયદો રહેજ; અને એક બીજાથી વધતી મોટાઈ લેવા માટે પોતાનો પૈસો ગેર રસ્તે વાપરેજ; ને નકામી ડર ધરાવી પોતાના જાન માલનું રક્ષણપણું કરનાર જે વૃક્ષ છે તેને નિર્મુળ કરેજ.

ચુનીલાલ–ભાઇ કેશવલાલ ત્યારે હવે કયા કાયદા પ્રમાણે ચાલવાથી સુખ મળશે અને કઈ રૂઢી પ્રમાણે ચાલવાથી અડચણ નહીં આવે.

કેશવલાલ–ભાઈ હું જે તને નિચેની કલમો કહું તે તું ધ્યાંન દઇને સાંભળ ને તેમાં સારી નરસી રૂઢીનું નિશ્ચેપણું તારા મનની સાથે કર એટલે તને તેમાંની સર્વ હકીકત જણાઈ આવશે.

महा दुःख रुपी लत.

૧ મહા દુઃખદાયક અને અતિ હાની કાર્ય એવું

જે બાળલગ્ન કરવામાં આપણા નાતિલાઓ ઘણી મોટાઈ ગણી પોતાનાં છોરૂઓને નાની અવસ્થામાં પરણાવેછે પણ તેઓ વિચારતા નથી કે બાળલગ્ન કરવાથી શું નુકશાન થાયછે.

(बाळलग्ननुं निमुळे) (वाळलग्नथी थता बगाड.)

પ્રથમ પુરૂષ તથા સ્ત્રીઓને સંપુર્ણ કેળવણી પણ આપનાર એવી જે વિદ્યા રહેલી છે તેનો અભ્યાસ કરવાનો સમયતો બીલકુલ મળતોજ નથી, તેથી કરીને એક બીજામાં અજ્ઞાનનો વધારો થાયછે. અને વળી મુઢ મતિ રહેછે તેથી કરી મહા કષ્ટ ઉત્પન્ન થાયછે. માટે સુજ્ઞાનીઓએ વિચાર કરવો કે હાલમાં તેઓનો સમય કેવોછે અને તેને કએ રસ્તે ચડાવવાથી સુખ મળશે તે વીચારવું તે પોતાનો ખરોજ ધર્મછે.

(२) नकागी उदारताः ॥ तथा नकामी मोटाइ लेवाना उपायो. ॥ २ ॥

ખરો જશ; ખરૂપુણ્ય; તથા ખરી ઉદારતા બતાવી પોતે પોતાની બેન દીકરીઓને પરણાવી ઘણા રૂપીઆ ખરચ કરેછે; અને તેમાં બીજું અજ્ઞાન પણું એવું રહેલું છે કે દેખાદેખી તથા કુળા અભીમાન વડે કામો કરવાનો વધારે પરીચય પડી ગયોછે. ને વળી

તેમાં કેવી રીતે બંદોબસ્ત કરેલા છે કે આટલા રૂ-
પીઆ ખરચ કરે તેનાથી આ કુળમાં કન્યા અપાય,
પણ પોતે એમ ન વિચાર્યું કે શરેરાશ આપણો આ-
વો વખત રહેશે. કે તથા આપણા બાળકોનો સરખો
વખત રહેશે; અને નિર્ધનપણાથી આ રસ્તા પ્રમાણે
ચાલવાથી શું નુકશાન થશે અને નહિ ચાલવાથી
શું નુકશાન થશે તેના વિષે પોતે કાંઈ પણ વિચાર
કર્યો નહીં. (खरूं सुख मळवानुं कहेण.)

પ્રથમ ખરૂં સુખ એકે પોતાના સમય પ્રમાણે પૈસો
વાપરવો; અને વળી પરોપકારપણામાં વાપરવું તે-
જ પોતાનો ખરો ધર્મ છે, અને જશ, ઉદારતા; તથા
ખરૂં પુણ્ય તેનેજ જાણવું; અને એ જે વાપરવું તે
પણ વીવેક પ્રમાણે વાપરવું તે જેમાં પોતાનું હીત
નહિ ધરાવતાં સામેના માણસના હીતને માટે વધારે
પ્રયત્ન કરવો ને પોતે એમ ધારવું કે આગલા સં-
સ્કારે કરી આ સબંધ મળ્યો છે ને તેમાં જે ખાવું
પીવું તે પણ લેણદેણના સબંધે મળેછે; તેમ ધારવું
તે મહા શ્રેષ્ઠ છે; માટે તેવો સમય ઓળખવો તે મહા
હીતકાર્ય છે (वळी बीजी जाणवा जाग बाबत) તે એકે
બેન દીકરીઓને પરણાવવી તથા માતુ પીતાની પા-

છળ પૈસા વાપરવા તેને પોતે પરમાથ ધરાવે છે; પ-
ણ તેમાં જરાએ પરમાર્થ રહ્યો નથી માટે તેમાં પર-
માર્થ ધરાવવો તે મીથ્યા છે; કારણ કે એ જે વાપરવું
તે ઘણું કરીને પોતાની મોટાઈ મેળવવા માટે તથા
કુળાઅભીમાન વડે કરીને વાપરે છે તેમાં પરોપકાર-
પણું ક્યાં રહ્યું; અને તેમાં નકામું પુણ્ય ધરાવવું તેજ
અજ્ઞાન છે (અને વળી બીજી જાણવા જોગ હકીકત
એ છે કે) એ જે વાપરવું તેમાં સ્વાર્થ તથા પરમાર્થ
બંને રહેલાં છે પણ તેમાં ખરી રહેણી પાળવાની
એ છે કે પૈસા વાપરવા તેમાં બંદોબસ્ત કરવો નહીં.
અને તેમ કર્યાથી કોઇને કશી પ્રકારની અડચણ પણ
આવશે નહીં. કારણ કે પૈસા વાપરવા તે; પોતાની
ખુશીનો છે; તથા તે જે વાપરવું તે એક બીજાનું
જોઇને વાપરવું નહીં. તે કરવું તે ઘણું અવહીત છે.
છેવટ પરીણામમાં કહેવાનું એકે પોતે પોતાનું સત્ય
ચુકવું નહીં; કારણ સત્ય છે તેજ પોતાનો ખરો
સ્વધર્મ છે.

(अति हानि कार्य रूढी) અને બીજું અજ્ઞાનપણું
એ કે પોતે પોતાની બેન દીકરીઓને તથા દીકરા-
ઓને કુળાઅભિમાન વડે કરીને જોડું કજોડું જોતા

નથી. ને તેમ કર્યાથી શું નુકશાન થાયછે તેનો પણ વીચાર કરતા નથી. (जोड्ड नही जोवाथी थतु नुकशान) પ્રથમ એકે સ્ત્રી તથા પુરૂષ એ બંનેમાં સરખા ગુણ નહીં હોવાથી માહા કષ્ટ ઉત્પન્ન થાયછે અને અવસ્થા નાની મોટી હોવાથી એક બીજાનાં અજ્ઞાનપણું ઉત્પન્ન થાયછે. માટે કરીને ઉમર લાયક થયા વીના પરણાવવાં નહીં. તેથી કરીને મહા સુખ મળશે. (कन्या विक्रय) મહા દુષ્ટ અને અનિતિ વાળા પોતે પોતાની હાલત દીનપણે આવવાથી બેન દીકરીઓને પરણાવી રૂપીઆ લેછે, તેવો મહા પાપીષ્ટ રીવાજ કેટલાએક કુળોમાં રહ્યા છે. તે મહા ખોટું છે. અને તેમ કર્યાથી અનેક પ્રકારનું નુકશાન થાય છે. તોપણ તેઓએ નઠારી લત મુકતા નથી.

( महा पापीष्ट, कंन्याविक्रयनो नाश ) મહા અનીતી ભરેલા માણસો કન્યાવિક્રય કરવાના વિચારમાં ખોટી આશા ધરાવી પોતે પોતાની બેન દીકરીઓને પચીશ વરસની કરે છે તેનું કારણ એ કે વધારે રૂપીઆ મળવાના લોભથી; અને તેટલું કરતાં છતાં પણ જાત કજાત જોતા નથી. અને ગુણ અવગુણ જોતા નથી તેટલું બધું અજ્ઞાનપણું કરતાં પોતાના

મનમાં જરા પણ અરે આણુતા નથી. (અરે પરમેશ્વર આવા દુષ્ટ માણસોને ધીક્કાર છે) એમ કર્યાથી તેમનું શું ભરણ પોષણ થતું હશે, હું જાણુંછું કે તેથી ઉલ-ટું નુકશાનજ થતું હશે; અરે અજ્ઞાનીઓ આવું દુષ્ટ કૃત્ય ત્યાગ કરો અને તે નીશેધ રહેણી તજવાથી મહા સુખ પામશો. અરે ! હે ભાઇઓ છેવટ તમને કંઈ ન મળે તો કંકુની કન્યા આપવાને તત્પર થાઓ; તેમાં ઘણું શ્રેષ્ટાઈપણું છે. માટે હે મીત્રો આવું કહેણ આપણા ધ્યાનમાં લઇને આવી અનીતિ ભરેલી રૂઢીનો ત્યાગ કરો.

खरु कहेण.

ચુનીલાલ—આ સર્વ કલમો સાંભળી મહા ખુશી થઈ ગયો; આવી રીતે સામ સામા વાતચીત કરેછે એટલામાં ગીરજાશંકરનું આવવું.

કેશવલાલ—કેમ ગીરજાશંકર તમારે ને તમારા પીતરાઇઓને શા વાસ્તે કજીઓ ચાલતો હતો.

ગીરજાશંકર—કાંઈ નહીં ભાઈ; એની હવે શી વાત કરવી, જુઓને મારા સર્વ ભાઇઓએ મળીને મારી ખરી આબરૂને ખોવરાવી.

કેશવલાલ—એટલું બધું શા સારૂં સંતાપ્યા.

ગીરજાશંકર—ભાઈ મારી પાસે રૂપીઆ માગતા હતા; ત્યારે તેમણે મારા ઉપર આટલો બધો જુલમ ગુજાર્યો. શું ભાઈ, લેવું દેવું તો વહેવારનું હતું, ને હા; જ્યારે મેં આપવાની ના કહી હોય ત્યારે તેમને આટલું બધું કરવું એ પ્રમાણ હતું; પણ હું તો વહેવાર પ્રમાણે બોલતો હતો; છતાં એકદમ અરજીઓ કરી મારી ખરી આબરૂ લીધી. શું; કેશવલાલ; આતો કુટુંબીઓનો ધર્મ ન હોય, આતો કોઈ અધર્મી માણસોનોજ ધર્મ જાણવો.

કેશવલાલ—શેના રૂપીઆ માગતા હતા.

ગીરજાશંકર—ભાઈ મારી માનું ખરચ કરવું હતું માટે મેં લીધા હતા.

કેશવલાલ—ભાઇ નિરાધારપણામાં માથે કરજ કરી ખરચ કરવું તેજ તને ઘટીત નહોતું. તે વખત તો પોતાની અવસ્થા પ્રમાણેજ ખરચ કરવું જોઇએ કારણ કે ગજા ઉપરાંત ખરચ કર્યાથી ઉલટી આબરૂને ખામી થાય ને પોતાના સુખ વૃક્ષને હાની થાયછે.

ગીરજાશંકર—હા ભાઈ તમારૂં કહેવું સત્ય છે. પણ ભાઈ આ દુઃખ તો કુળાઅભિમાન વડે કરીને થયું છે ને ઘણું ખરૂં તો મારા કુટુંબીઓની સલાહથીજ

થયુંછે પણ હવે મને જણાઈ આવ્યું કે; જેવો પોતા-નો સમય હોય તેજ પ્રમાણે ખરચ આદરવું, ને તેથી જરાપણ ઉલટું ચાલવું નહીં. તથા કોઇના કહેવા પ્રમા-ણે પણ કરવું નહીં. ને દેખાદેખી તો કદાપીજ કરવું નહીં. એ તો મને લાજ વળી; અને એ વીશેની સર્વે બાબતનું નિશ્ચેપણું મારા મનની સાથે થયું.

કેશવલાલ–ભાઈ તું કયાં પરણ્યો છું.

ગીરજાશંકર–અરે ભાઈ હજું હુતો કુવારો છું.

કેશવલાલ–તમે ચાંલીયા બ્રાહ્મણ કહેવાઓ કે નહીં.

ગીરજાશંકર–ભાઈ અમે ચાંલીયા બ્રાહ્મણ કહેવા-ઇએ છીએ.

કેશવલાલ–ત્યારે આજ સુધી કુંવારા કેમ રહ્યા. અલ્યા તમારે તો પરઠણ લઇને કન્યા આવતી હશે.

ગીરજાશંકર–ભાઈ મારી હાલત દીનપણે આવી એટલે મને કન્યા કોણ આપે.

કેશવલાલ–દીનપણ અવસ્થા સા કારણથી થઈ.

ગીરજાશંકર–ભાઈ પ્રથમના કાયદા પ્રમાણે ચાલ-વાથી મારી અવસ્થા આવી થઈ ગઇછે. કે જુઓ મારા પીતા ગુજરી ગયા ત્યારે રહેવાને માટે એક ઘર રહ્યું હતું ને માથે કરજ પણ હતું ને તેટલામાં

થોડા દીવસ પછી મારી મા ગુજરી ગયાં તેમની પાછળ સારૂં ખરચ કરવું પડયું ને પછી મારી બેનને કુળવાંન ઠેકાણું જોઇને પરણાવવી પડી. તેથી મારા માંથે વધારે કરજ થઈ ગયું તેથી ઘર વેચવું પડયું. તોપણ કરજ કપાયું નહીં. ને છેવટે હું આવી ગરીબ હાલતમાં આવી ગયો; તે ગરીબ હાલત વડે કરીને મારા ગુણ, જાત, તથા આબરૂ એ સર્વે ઢંકાઈ ગયું; તેથી કરીને મને કન્યા કોણ આપે; ને ભાઈ મારી પ્રથમની આબરૂ તથા કુળને ગુંણ એ સર્વે હાલના વખતમાં તો કાંઇપિણ કામમાં આવ્યું નહીં. તે ઉપરથી મને સુઝી આવ્યું કે ધનને જોઇનેજજે કન્યા આપેછે.

(આ સર્વે વાત સાંભળીને).

ચુનીલાલ—ભાઇ કેશવલાલ જોને આતો એક વીચાર જેવીજ વાત આવી કે આ કાયદા વડે બમણો માર પડેછે કે જો. આ બીચારો ગીરજાશંકર આબરૂ માટે ગરીબ હાલતમાં આવી ગયો તોપણ તેને કન્યા કોઈ આપતું નથી. ત્યારે હવે કુળ, ગુણને જાત જોવાનું આમાં શું પરમાણ રહ્યું. ત્યારે ભાઈ હવે મને જણાઈ આવ્યું કે, જો ધન હોય તો; કુળ તથા ગુણ કોઇ જોતું નથી. એવું મને નિશ્ચે થયું, અરે

પરમેશ્વર આવા દુખ દાયક રીવાજને વળગી રહ્યા છે. પણ વિચાર કરતા નથી કે; લક્ષ્મી તો છે ને નથી. પણ ગુણ ને જાત તે કદાપી જનાર નથી તેટલો વિચાર નહીં કરતાં છતાં આવા ખોટા રીવાજને ખરો માની વળગી રહ્યાં છે.

(लक्ष्मीवाळानां उघाडां अज्ञान.)

પોતાના ધનના ગર્વના જોરમાં ગરજ નહીં ધરાવતાં છતાં કન્યાઓને મહા કષ્ટ આપેછે પ્રથમ જુઓ કે ખાવા પીવામાં તથા ઓઢવા પહેરવામાં ને માન સનમાનમાં પુરૂ નહીં જાણતાં છતાં મહા નિર્દયતા રૂપી બુદ્ધી રાખેછે. તેમ છતાં પણ નાતીલાઓ તેમ ધારેછે કે ધનવાળાને ત્યાં દેવામાં આપણી બેન દીકરીઓ મહા સુખ પામશે; પણ તેમ ધારવું તે મહા અજ્ઞાન છે. કારણ કે ગુણ વિના કદાપી સુખ મળતું નથી; સાથી કે ગુણ હોય તો લક્ષ્મી આવશે પણ લક્ષ્મી ખરચ્યાથી જરા પણ ગુણ આવનાર નથી (માટે ગુણ છે તેજ શ્રેષ્ટ છે.)

કેશવલાલ—હા ભાઇ તારૂં કહેવું ખરૂં છે. પણ બીજું કહેવાનું એ છે કે જો નાતીલાઓ કુળ, ગુણ, આબરૂ જોવાને ઇચ્છતા હોય તો ગીરજાશંકરને કન્યા દેવા-

માં તેમને શી હરકત આવતી હશે માટે તે ઉપરથી મને સર્વ માલમ પડી આવી કે સર્વ નાતીલાઓ ધનના ઉપરજ ધાયછે.

॥ बीजी जाणवाजोग बाबत. ॥

એકે જે આબરૂવાળા લોકો છે તેઓ પૈસાવાળાને ત્યાં પરઠણ આપીને પોતાની બેન દીકરીઓને થોડી બુદ્ધિવાળા મુરતીયા સાથે પરણાવે છે. ત્યારે કહો ભાઇ એમાં તેમણે શું જોયું. ને પોતાની બેન દીકરીઓનું શું હીત ચાહ્યું. ને એમ વિચારો કે ગુણ વિના સુખ કયાંથી મળતું હશે. એ ઉપરથી જણાઈ આવે છે. દેખાદેખી કરીનેજ દુખ પામેછે.

વળી હે ભાઇ, જો પૈસાદાર છે તે પોતાની બેન દીકરીઓને આબરૂ વાળો ને ગરીબ હાલતનો તથા ગુણવાળો મુરતી જોઇ પરઠણ આપી કન્યા આપે તો તેમાં શો અડચણ છે; તેમ કર્યાથી તો તે મુરતીઆને તથા કંન્યાને બંનેને મહા સુખ પ્રાપ્ત થશે. પણ તેઓ તેમ કરતા નથી. માટે તેમાં તદંતર અજ્ઞાનજ ભરેલું છે.

માટે હે ભાઇઓ આવા માથાકુટીઆ તથા મહા દુખદાયક રીવાજો કરતાં વરવાળા તથા કન્યાવાળાએ

સામસામી એક બીજા પાસેથી કંઇપણ લેવું નહીં ને કંકુનીકન્યા આપવી તેવો ચાલ હોય તો ઘણુંજસારૂં.

વળી હે ભાઇ આ કહેવું તે કોના લાભમાં છે તે આપ વિચાર કરી જોઇ લેશો. ને આ કાયદા સુધારવા વિષે કંઇકપણ પ્રયત્ન કરશો.

मुळ कायदानां दुख.

વળી બીજું છેવટ એ કહેવાનું છે કે. તમે જે પરઠણ ખરચો છો તથા લોછો પણ તેમાં કેટલાંક કામ મહા પાપીષ્ટ છે અને મહા દુખદાયક છે. ને તેનાથી તમારા સુખરૂપી વૃક્ષનું છેદન થાયછે. માટે આ દુષ્ટ રીવાજ કાઢી નાંખશો.

ચુનીલાલ—હારે હા ભાઇ તારૂં કહેવું ખરૂ છે. પણ વળી મને એમ સુઝી આવેછે કે આ ચાલતો પ્રથમ પૈસાદાર લોકોએ કરેલો હશે તથા એક બીજાના ગર્વથી ને દેખાદેખીથી થએલો હશે. પણ ગરીબને તો માહા હાની કાર્યેજ છે પણ લક્ષ્મીવાળાને ખરી રીત સમજવાની એછે કે જે પોતાનો પૈસો કોઇ સગાંસબંધીના સંકષ્ટમાં વાપરવો તેજ પરોપકાર છે ને તેજ ખરા વિવેકનો સ્વધર્મ છે ને તેમ

કરવાથી ઘણુંજ રૂડું દીશી આવશે. માટે તેમ કરવાને તમે તત્પર થાઓ. ને એમ જાણો કે લક્ષ્મી તો કાલે જતી રહેશે પણ સારૂં નરસું કપાળે ચોંટયું રહે છે. ને સારે રસ્તે જે પૈસો વપરાણો તેજ પોતાનો છે. ને તેમ નહીં કરશો તો ભાર ઉપાડયા જેવું થશે. ને તેમાં ઘણી હલકાઇ છે માટે તેમ કરવું નહીં.

તે ઉપરથી સમજવા જેવી કહાંણી.

के वापरे तेनुं धन; ने पाळे तेनो धर्म. ए खरू छे.

કેશવલાલ—ભાઇ ચુનીલાલ વળી હું તને ઉત્યમ લોકોમાં રહેલા અવળા રીવાજ વિષે નીચે મુજબ કલમો કહુંછું તે તું ધ્યાન દઇને સાંભળ.

કેશવલાલ—જે ફોગટ અને ફાયદા વીનાના રીવાજો માં જેવા શુરા થઇ નકામી મોટાઇ લેવા માટે મરી પડેછે અને હુંશીયારી બતાવી જગતમાં માન મેળ-વવાના ઉપાય કરેછે તેવાજ જો પોતાના આત્માએ કરીને જે ખરી ખોડના રીવાજો સોધી કાઢે તો કેવું સુખ મળે. ( खरा सुखना वाक्य )

૧ પ્રથમ જો કે ઉત્યમ લોકોમાં કન્યાવિક્રયનો ચાલ વધારે પડી ગયોછે. તેજ સર્વને હાની કાર્ય છે. તેમાં તો વળી એ નિચકર્મી અને લોભી લોકોએ તો હાલ

ના સમયમાં બીલકુલ શરમ નહી રાખતાં છતાં મહા જુલમ ગુજારવા માંડયો છે. તે કેવી રીતે કે કંન્યાના રૂપીઆ લઈ કંન્યાદાન દેવાનો ડોળ કરેછે તથા બીજા ખોટા ભભકા માટે એવી માહા અનીતી કરેછે.

૨ વળી હે ભાઈ જો કોઇ માણુસ પરણવાનો વિચાર કરીને રળવા માંડે તો તે માણુસ છેવટની અવસ્થામાં આવી જાય ત્યાર સુધીમાં જો તેટલો પૈસો મેળવ્યો હોય ત્યારે તેનો ધારેલો વીચાર પાર પડે. અને ધારેલો વીચાર પાર પડે પણ કંન્યા નાની અવસ્થાની હોય ને જ્યારે તે નાની કંન્યા પુગતી ઉમરે થાય ત્યારે તે પુરષ મરણ પામે ત્યારે તે બાઇ નાની અવસ્થામાંથીજ રંડાય. ત્યારે હે ભાઇ પ્રથમ તો મોટું દુખ એજ.

૩ તેમાં એ મરી ગએલા પુરષનો ધારેલો વિચાર પાર નહીં પડવાથી તેનો જીવ સંસારીક કર્મમાં વળગી રહેછે. તેને વડે કરીને તે જીવ માઠી ગતીમાં પ્રાપ્ત થાયછે.

૪ વળી હે ભાઇ તું સાંભળ તેમાં તો કેટલાએક પરણવાના વિચારમાં ફર્યા કરેછે; અને કેટલાએક તો નીચ લોકોની સ્ત્રીઓ સાથે ગુપ્ત વહે-

વાર ભોગવે છે. અને કેટલાએક તો છુટક કુકર્મો ક-
રતા ફરેછે; એવી રીતે એક બીજા પોતાની ખરી
આબરૂને ખામી લગાડી તે નરો આ સંસારમાં ભુત-
ની પેઠે ભમતા અને રીબાતા કુટતા મરણ પામેછે.
અને અંતે માઠી ગતીમાં જાયછે.

૫ અને જે નાની અવસ્થામાં રંડાએલી કન્યાઓ
હોયછે તેઓ કુબુદ્ધિથી કુકર્મ કરેછે. અને નીચની
સાથે ગુપ્ત વહેવાર ચલાવે છે. અને વળી બીજું પ્રા-
શ્ચીત ભરેલાં કામો પણ ઘણાં કરેછે અને અંતે હારી
ને પોતાનું કુળ મુકીને નીચ કુળમાં જઇ ઘરસુત્ર
માંડેછે (એ કેવું વિચારવા જેવુંછે.) અને એથી બીજી
ગેર આબરૂ ભરેલી કઇ વાત છે; તેનો તું વિચાર કર.

૬ અને જો કદાપી પુરૂષ સત્યવાદી હોય કે સ્ત્રી
પતીવ્રતા હોય ત્યારે તેને પોતાનો ધર્મ સાચવતાં કે-
વું કષ્ટ પડે. અને તેમાં કેવી કેવી રીતોનાં વિઘ્નો
આવી પડે. તેનો તું તારા મનની સાથે વીચાર કર.
ભાઇ જો હું તે દુખનું દ્રષ્ટાંત આપુ કે જેમ કોઇ જીવ-
ને બંધીખાને રાખીને અન્ન તથા જળ વિના તેનો
નાશ કરે ત્યારે તે વખત તે જીવને જેવું કષ્ઠ પડે. તે-
વુંજ તે સત્યવાદી નર નારીઓનું કષ્ટ જાણવું.

ચુનીલાલ આ ઉપરની છ કલમોની સર્વ બીના સાંભળીને પોતે સર્વ ઉત્તમ લોકોના હીત માટે નિચે પ્રમાણે ભાષણ કરેછે.

અરે હે જ્ઞાનવાન પુરષો હું સર્વને હીત માટે એક વિનંતી સાથે અરજ કરૂંછું કે સર્વ તે આપના ધ્યાનમાં ઉતારશો.

॥ स्वराज हितनुं भाषण ॥ હુ ખરા સાસ્ત્રના આધારે કરીને તથા ખરી ન્યાય રીતથી કહુંછું કે હે ડાહ્યા અને સત્યવાદી પુરૂષો તમે આપની જ્ઞાન દ્રષ્ટીએ કરીને નિહાળો કે પરમેશ્વરે એક બીજાના માટે જે ખરા સુખના વર્ગો કરેલા છે તે તો આપના જાણુવામાંછે. ત્યારે જુઓ કે જગતમાં નરનારીનું જોડું હોય છે તેને વડે કરીને મહાસુખ ઉત્પન્ન થાયછે. અને એક બીજાની વ્રતીઓ પણ સરખી રહેછે. અને તેથી શ્રેષ્ટ ગુણ જે સંતોષ તે ઉત્પન્ન થાયછે તેને વડે કરીને બીજું અજ્ઞાનપણું ઉત્પન્ન થતું નથી. અને છેવટે અમારા ધારવામા એમ આવેછે કે અંતે તેવા જીવો સારી ગતીમાં પ્રાપ્ત થાયછે.

માટે તમે આ ખરી રીત ધારો કે. કદાપી કોઇ જીવ જોડાથી જુદો પડયો અને તેને પાછું તેવું જોડું

મળેથી તેને પણ તેવું સુખ મળશે. અને તે જીવથી બીજુ બુરૂં બનશે નહી. અને લાજ સહીત છેવટે તે જીવ સારી ગતીમાં જશે.

તેમ કરતાં જોડું કદાપી ન મળે અને પોતાનો શીયળ ધર્મ બરોબર રીતે પાળવાની હીમત હોય ને પોતાના દેહની ઈંદ્રીઓ નીયમમાં રાખવાની હીમત હોય તો તે ઘણીજ સારી વાત છે.અને તે પણ ખરોજ મોક્ષનો માર્ગછે.

અરે હે મીત્રો આવી શ્રેષ્ટ મતીઓ વાળા તો કોઈકજ જીવ હોયછે.

અને જે જીવ એવા હોયછે. તે જીવો તો પોતાના પુર્વેના કર્મો ઉપરજ આધાર રાખીને ચાલેછે.અને આ રૂઢી તો ખરી હીમતવાળા જીવોનેજ સમજવાની છે.

કેશવલાલ—વળી જે નાત્રીઆ લોકોમાં રહેલાં અજ્ઞાન તેહું નીચેની કલમોમાં બતાવુંછું તે તું સાંભળ.

### નાત્રિઆ લોકોને ઠપકો.

૧ નાત્રું કરવું તે ઘણું સારૂં છે. પણ તેમાં ઘણાં અજ્ઞાન રહેલાં છે. તે એકે પ્રથમ ઘણીખરી નાતોમાં લખી આપવાનો રીવાજ નથી તે ઘણુંજ હાની કાર્યછે.

૨ નહી લખવાથી થતુ નુકશાન. (જુઓ કે સ્ત્રીને પુ-

રૂપ નહી ગમતો હોય ને પુરૂષને સ્ત્રી નહી ગમતી હોય તેથી તેઓને કંઈ પણ ઈલાજ નહીં સુઝવાથી તેઓ એક બીજાનું નુકશાન કરેછે. પણ જો લખવાનો રીવાજ હોય તો તેમ થાય નહીં.

૩ લખી આપવું તેમાં એવી રીત કે જો સ્ત્રીને લખી લેવું હોય તો તે પુરષની મરજી વિના લખી આપવું નહીં, ને પુરૂષને લખી આપવું હોય તો જ્યારે પોતાની સ્ત્રી નબળા લક્ષણની હોય કે વીશ્વાશઘાત કરનારી હોય તો તેને લખી આપવામાં હરકત નથી.

૪ ખરી રીત સમજવાની એ છે કે સ્ત્રીને જો પોતાનો પુરૂસ ગરીબ તથા લુલો કે નિર્ધન હોય કે થોડી બુદ્ધીવાળો હોય તોપણ તેને નભાવી લેવો ને તેને જરા પણ છે દેવી નહીં. તેજ સ્ત્રીનો ખરો ધર્મ છે. વળી પુરસને જો પોતાની અસ્ત્રી ગરીબ તથા લુલી કે આંધળી કે થોડી બુદ્ધીવાળી હોય તોપણ તેને છે ન દેતાં નભાવી લેવી; તે ઘણું શ્રેષ્ટ છે. અને હે ભાઇઓ તમે જો તેવી સ્ત્રીથી હરકત પડવાથી બીજી સ્ત્રી લાવો તો પણ તે સ્ત્રીને છે ન દેવી તે મહા પુન્યશાળી ભરેલું કામ છે. માટે હે ભાઇઓ તમે ત-

મારાં ગર્વનાં કામો તથા નિર્દયતા જેવી બુદ્ધીનો નાશ કરી આ દયાળુ અને સુખી રૂપી માર્ગમાં હર્ષથી હે દંપતીઓ ચાલતા થાઓ.

કેશવલાલ—ભાઈ ચુનીલાલ વળી હું તને સર્વ નાતોના અવળા તકરાર વીશે નીચેના નીબંધમાં હકીકત કહી સંભળાવું તેતું ધ્યાન દઇને સાંભળ.

नातोना अवळा तकरार विषे. अने खोटा कुसंप विषे.

ફોગટ અને ફાયદા વિનાના અને ન્યાય અન્યાય નહી જોતાં અવળા ચાલી નકામા તકરારો કરી નાતોને તોડી નાંખેછે. તેમાં એવી રીતે કે કેટલાએક તો ધનની લાલચવડે કરીને, અને કેટલાએક તો ખાધાના સ્વાદે કરીને, અને કેટલાએક તો સગા સબંધીની પક્ષ ધરાવીને, ને કેટલાએક તો દેહા અભિમાન વડે કરીને, ને કેટલાએક તો ઘરના ખાનગી તકરારોના ઝેર વડે કરીને, ને કેટલાએક તો લક્ષ્મીના ગર્વ વડે કરીને, અને કેટલાએક તો કન્યાઓના લોભથી. મહા ગંગા જેવી નાતને તોડી નાંખેછે. તે મહા હાની કાર્યછે. અને ખરા સુખના વૃક્ષનું છેદન કર્યા જેવું થાય છે. અને નાત છે તે ગંગાનો પ્રવાહછે. તેને તોડવી તે મહા પ્રાશ્ચિત ભરેલું કામ છે. માટે સારા અને સમ-

જુ માણસોએ આ નિચેનો નીબંધ વાંચી આપના રદયમાં ઉતારી દરેક નાતોના જ્ઞાનવાન પુરસો તમે આવા અજ્ઞાન ભરેલા તકરારોનો નાશ કરશો.

૧ ધનની લાલચ एटले શું. કે કોઇ માણસને કાંઇ પણ ગુનો આવવાથી સર્વ નાતીલાઓએ મળીને તે માણસને નાત બહાર મુકેછે. ત્યારે તે નાતમાંથી થોડી બુદ્ધિવાળા અને અધર્મી માણસો ધનની લાંચ ખાઇ ને ગંગા જેવી નાતને તોડી નાંખેછે. ॥ नातमां धन लालचथी थतां नुकशान ધન લાલચથી સાગર જેવી નાતને તોડવી તે મહા પાપ ભરેલું કામછે. અને તે-થી કરીને નાતનું અપમાન થાયછે. અને નાતના ખરા ન્યાઇ રીવાજોને નુકસાન થાયછે. મા ટે હે જ્ઞા-નવાન પુરૂસો તેવી ટેવ રાખવી ત્યાગ કરો. અને વળી વીચારી જુઓ કે ધન લાલચથી નાતમાં વિ-ગ્રહ ઘાલવો તે ઘણું નઠારૂં છે. અને તેમાં ઇજતને નુકશાન થાયછે. વળી તેમાં અધર્મ કેટલું છે તે આપ ન્યાઈ દ્રષ્ટીએ કરીને જોશો તો તે સર્વ બાબત આપને ખુલ્લી જણાઈ આવશે માટે હે ભાઇઓ ધન લાલચથી નહીં લપટાતાં ખરા ન્યાઈ કાયદા પ્રમાણે ચાલવામાં હીમત ધાલશો.

૨ ॥ खाधानो स्वाद एटले शुं ॥ કે જે નાતનો ગુને-ગાર હોયછે. ને તે સર્વ નાતીલાઓથી વીરૂધ કરીને ધનના ગર્વથી નાતનું નુકસાન કરવું ધારી સામો ચરૂ માંડેછે. ત્યારે તે નાતમાંથી કુતરા જેવા માણસો ખા-ધાના સ્વાદે કરીને નાત તોડી નાતના ગુનેગારની પક્ષમાં પેસેછે.

૩ खाधाना स्वादथी थतुं अपमान अने अधर्म. ॥ १ પેટ પોષણથી પલળીને ખરીઇજતને ખામી લગાડવી તે મહા અજ્ઞાન છે. અને તેથી જીવે ત્યાં સુધી શરમાવા જેવું છે. કારણ કે નાતછે તે. માબાપ રૂપી કહેવાય છે માટે તે માબાપ રૂપી નાતનું અપમાન કરવું તે પાપીષ્ટ માણસનો ધર્મ છે.

૪ सगा सबंधीनी पक्ष. કે જેમકે કોઈ નાતનો ગુ-નેગાર હોય ત્યારે તેને સર્વ નાતીલાઓ મળીને તે-ના ગુના પ્રમાણે શિક્ષા કરેછે. ત્યારે તેનાં સગાં સબં-ધીઓ ન્યાય અન્યાય નહીં તપાસતાં તે ગુનેગારની પક્ષમાં પેસીને ગંગા જેવી નાતને તોડી નાંખીને ખા-બોચીયાંથી સંગ કરેછે.

न्याय अन्याय नहीं तपासतांः नात तोडी सगानी प-क्षमां पेसतां थतु नुकशान. અરે હે ડાહ્યા અને જ્ઞાનવાન

પુરૂસો તમે જો ખરૂં ધારો તો નાતમાં ખરા ન્યાઈ ગુ-
નામાં હરકોઇ આવે તેને તેના ગુના પ્રમાણે શીક્ષા
થવીજ જોઇએ. કારણ કે તમે તેને આજ તેનો ગુનો
નહીં તપાસતાં છોડી દેશો તો તે એથી વધારે ઉલટું
ચાલશે અને બીજા માણસો પણ તે દેખી વધારે જુ-
લમ ગુજારશે. ને છેવટે તેમ તેમ કરતાં નાતના ખરા
ન્યાઈ માર્ગને નુકસાન પહોંચશે. માટે ન્યાય અન્યાય
જોયા વિના એકદમ નાતનું અપમાન કરી સગાની
પક્ષમાં પેસવું તે ઘણું અન્યાઈ અને અધર્મ ભરેલું
કામછે માટે ખરૂં ખોટું નિશ્ચય કર્યા વિના તે ઉલટે ર-
સ્તે ચાલવું નહીં. તેજ તમારો ધર્મછે. અને તેજ ખરો
ન્યાઇ માર્ગછે.

૫ देहा आभिमान एटले शुं. કે જે નાતનો ગુનેગાર
હોયછે. તેને સર્વ નાત મળીને નાત બહાર મુકેછે.
તો તે નાતમાંથી અહંકારી પુરસો એવી નઠારી મો-
ટાઇ લેવા માટે તહોમતદારની પક્ષમાં પેસીને નાત-
માં વીરોધ ઘાલેછે.

देहा अभीमानथी थतु नुकशान ॥ નાતછે તે ધર્મરૂપી
કાયદો છે. અને સર્વના સુખનું વૃક્ષછે. માટે તેમાં
દેહા અભીમાનથી કંઇપણ નુકસાન કરવું .તે તમને

ઘટીત નથી ને અંતે તેમ કર્યાંથી તમનેજ નુકસાન પહોંચશે.

૬ ઘરના खानगी तकरार विषे. જેમ કે કોઇ માણસને સર્વ નાતે મળીને નાત બહાર મુકેલો હોય ને પાછો સર્વ નાત મળીને નાતમાં લેવાનો વિચાર કરેછે. ત્યારે તેમાંથી કેટલાએક માણસો પોતાના ઘરના ખાનગી તકરારોના ઝેર વડે કરીને જે નાતનો ગુનેગાર હોય છે તેની પક્ષમાં પેશીને કુસંપ રૂપી બીજ વાવીને એક સહેજ વાતમાં સાગર જેવી નાતનું અપમાન કરી નાતના બે ભાગ કરેછે.

घरना खानगी तकरारो नातमां घालवाथी थतु नुकशान.

સમજુ અને સુબુદ્ધિવાળા નરોતમે નાતમાં ઘરના ખાનગી તકરારોની દાઝથી વીરોધો ઘાલોછો. તે તમારૂં નામર્દાઇ ભરેલું કામછે. કારણ કે નાતનો વર્ગ નોખોછે અને તે તો સર્વને હીતને માટેજ છે. અને ઘરનો વર્ગ ખાનગી છે માટે એ ખાનગી તકરારથી નાતમાં કોઈ પણ પ્રકારની અડચણ ઘાલવી નહીં. ને તેમ કરવું તે મહા પાપ ભરેલું કામછે અને વળી હે ભાઇઓ તેમ કર્યાથી બીજાં પણ ઘણાં નુકશાન પહોંચે છે. માટે હે ડાહ્યા પુરૂષો તમે સત અને ન્યા-

ઈ કાયદામાં નજર કરી એવી ખોટી લત ઝટ ત્યાગ કરો ને નાતમાં સંપ અને સુખ માર્ગો ઉત્પન્ન કરો તેમાં તમારી ઘણી વડાઈ છે.

૭ લક્ષ્મીનો ગર્વ ॥ કોઇ માણસ વટલાવાથી કે કુચાલ ચાલવાથી સર્વ નાતીલાઓ તેને નાત બહાર મુકે છે. ત્યારે તેને પૈસાદાર માણસ પોતાની પક્ષમાં લઇને ન્યાય અન્યાય નહીં તપાસતાં સત રૂપી નાતમાં અસત રૂપી બીજ વાવેછે.

લક્ષ્મીના ગર્વથી થતુ નુકશાન ॥ લક્ષ્મીનો ગર્વ રાખવો તે મહા ગાંડાઇ ભરેલું કામછે. કારણકે લક્ષ્મી તો છે. ને નથી; પણ તેના ગર્વનાં થએલાં કામોનાં કલંકો આવેલાં હોયછે તે કદાપી જનાર નથી. માટે લક્ષ્મીનો ગર્વ રાખવો નહીં.

અરે ભાઈ લક્ષ્મી વાપરવાના તો ઘણા માર્ગછે. માટે આપ વિચાર કરી પૈસો વાપરશો. આમ નાતોમાં નાઅઈ કરી અધર્મી માર્ગે પૈસો વાપરો છો તેમાં તમને શું હીત થવાનું છે. અરે હે ભાઇઓ આતો ઉલટું ખરા કાયદાનેજ નુકસાન થાયછે; વળી તમને નઠારા માણસની પક્ષમાં પેસવાથી તમારૂં શું હીત થવાનું છે. માટે અરેરે ! આતો સાંમા નઠારા

રીવાજો ઉત્પન્ન કરોછો. માટે હવેથી આમ કરવા-
માં હામ ઘાલશો નહીં. અને તુટેલી ગંગા સાંધ-
વાના ઉપાયો કરશો.

તમે જેવા ગર્વથી લક્ષ્મી ખોટે માર્ગે વાપરવા ઉ-
ભા થાઓછો તેવાજ જો તમે તુટેલી ગંગા સાંધવા
ઉભા થાઓ તો તેમાં ઘણી વડાઇ છે અને તેજ ખ-
રા ધર્મનો માર્ગ છે. માટે હે ભાઇઓ આ વિનંતિ
સાંભળી તમારો પૈસો સારે માર્ગે વાપરવો ધારી ના-
તને જે અડચાણો આવતી હોય તે ખસેડી નમૃતા
રૂપી પગીથીએ પગ દઈ સતરૂપી નાતનાં મા-
ન્ય પામો.

કંન્યાઓનો લોભ. ॥ કોઇ નાતના ગુનેગારને સર્વ
નાને મળીને નાત બહાર મુકેલો હોય ને તે માણસ
નાતના કહેવા પ્રમાણે નહીં ચાલવાથી તે માણસ ઘણાં
વર્ષ સુદ્ધી નાત બહાર રહેછે. ત્યારે તે નાતમાંથી કે-
ટલાએક માણસો કન્યાઓના લોભથી નાતની સરમ
નહીં ધરાવતાં તે ગુનેગારની પક્ષમાં પેસેછે. અને
નાતને નુકસાન કરેછે.

॥ કંન્યાઓના લોભથી થતુ નુકશાન ॥ ખરી વાત
સમજવાની એ છે કે. જે માણસને નાતે નાત બહાર

મુકેલો હશે તે કંઈખરા અવગુણ વીના મુકયો નહીં હોય, કારણ કે નાત બહાર મુકવું. તે કઈ નાનીશુની વાત નથી. માટે હે સમજુ લોકો તમે તમારા મનમાં વીચાર કરી જુઓ કે તેવા માણસની કન્યા લાવવામાં શું સારાં ફળ મળશે. અથવા તે નાતના ગુનેગારની પક્ષથી કોઇ બીજી કન્યા મળવાની લાલચથી લપટાઇને તમે સાગર જેવી નાતનો સબંધ તોડશો તો તેમાં તમારી શી આબરૂ ગણાશે; તે આપ ખરા ન્યાઈમાર્ગમાં નજર પહોંચાડી વીચારી જોશો.

વળી તમે વીચારો કે જે કંન્યાઓ મળવી તે તો પોતપોતાની આબરૂથીજ મળી આવેછે. તે તો જેમકે આબરૂવાળાઓના દીકરાઓને વરવું તે તો સહેજ છે. પણ આબરૂવાળાઓની દીકરીઓનું સમોવડ સગું મળવું. ઘણું મુસ્કેલ થઈ પડેછે. માટે કરીને તેમ કરવામાં ઉલટી આબરૂને ખામી લાગેછે. અને તે ઘણી નામર્દાઈ ભરેલું કામછે.

અને જો ખરી વાત સમજો તો એછે કે જે કંન્યા મળવી તે તો પુર્વેનાજ સબંધે મળેછે તેવું સમજી પોતાનું સત્ય નહીં ત્યાગતાં ગંગા જેવી નાતનો ત્યાગ નહીં કરશો એજ ખરો સ્વધર્મ છે.

रैयत नितिधर्म ॥ કેશવલાલ સર્વ રૈયતના અજ્ઞાનનો ઠપકો ને વળી સર્વને હીત માટે સારો રસ્તો બતાવ્યા વિશે ભાષણ કરેછે ( અરે હે ડાહ્યા અને ગુણી માણસો તમે આળશું અને બેદરકારી થઇ શું સુઈ ગયા છો. અરે! ઉઠો ઉઠો ને જાગ્રત થાઓ અને તમારી આંખ ઉઘાડી તમારા માથા ઉપરનાં વિઘ્નો નિહાળો અને તે વિઘ્નો શા વડે ઉત્પન્ન થયાંછે અને શા વડે નાશ પામશે તેનો નિશ્ચે આપના મનમાં કરી સુખ રૂપી માર્ગમાં ચાલતા થાઓ.)

विघ्न उत्पन्न करनार अवगुण ॥ પ્રથમ આપણને વીઘ્ન ઉત્પન્ન કરનાર કુસંપ, કુબુદ્ધી, અનિતિ, અનાચાર્ય જુઠ, દ્વેષ, દગો, અને અણવીશ્વાસ એ સર્વ અવગુણે કરી આપણને મહા દુખ ઉત્પન્ન થાયછે. માટે એ સર્વ અવગુણનો નાશ કરો.

उपर कहेलां अवगुणोथी थतां नुकशान ॥ પ્રથમ તો એજ કે પરમેશ્વરનું નારાજીપણું રહેછે. અને વળી રાજાઓ તરફથી ઘણું અપમાન મળેછે. અને પોતાની નાતોમાં તથા પોતાના કુટુંબમાં મહા કષ્ટ ઉત્પન્ન થાયછે, અને બીજી અનેક બાબતોમાં વિઘ્ન કરેછે. અને હલકાઈ પમાડે છે માટે આપ સમજીને આવા

અવગુણોનો નાશ કરો. અને જ્યારે ઉપર કહેલા અવગુણોનો નાશ થશે ત્યારેજ સુખની આશા સમજી.

ऊपर कहेला अवगुणोनो नाश थतां थता कायदाः (प्रथम તો એજ કે જગત કર્તા ઇશ્વરની દ્રષ્ટી સારી રહે છે અને તેથી કરી જીવોનું અજ્ઞાનપણું નાશ પામેછે. તેને વડે કરી આ સંસાર ચક્રમાં તે જીવોનું ભટકવું ઓછું થાયછે. અને વળી રાજાઓની દ્રષ્ટી પણ સારી રહેછે. તેથી કરી આપણને મહા સુખ ઉત્પન્ન થાયછે. અને બીજું આપણી નાતોમાં તથા કુટુંબમાં સંપરૂપી સરસ બીજ રોપાવાથી સદાય સુખ પ્રાપ્ત થાયછે. અને બીજી કોઇપણ પ્રકારની વ્યાધી નડતી નથી. માટે સુખરૂપી બીજનો સંપજ છે માટે સર્વથી સંપીને ચલાય તો ઘણી સારી વાતછે, અને વળી તેમ કરવાથી ઘણી પ્રકારના લાભ કમાશો. માટે તેમ કરવાને તત્પર થાઓ.

राज्य निति धर्म. ॥ રાજા ઉપર રૈયતનું નારાજી થવું શા કારણથી થાયછે. પ્રથમ તો એજ કે રાજાછે તે રૈયતનું સુખ રૂપી વૃક્ષછે અને વળી માબાપની તુલ્ય ગણાય છે. તેમ છતાં પણ રાજાઓ તે વાત પોતાના ધ્યાનમાં નહીં લેતાં અજ્ઞાનવડે કરી કેવાં કે-

વાં નિર્દયતા રૂપી કામો કરેછે તે વિષે નીચેનો નિ-
બંધ વાંચી આપના ધ્યાનમાં લેશો.

### प्रथम राजाओनां निर्दयतारुपी कामो.

પોતે પોતાની રૈયતનું સુખ દુખ તથા તેઓની હા-
લત નહીં તપાસતાં પોતાનાં સ્વાર્થીક કામો કરવા
ચાહેછે. પણ તેમ નથી જાણતા કે રૈયત છે તેજ રા-
જ્યનું મુળછે અને રાજ્ય છે તે તો વૃક્ષછે. પણ તે-
ઓ તે વાત ધ્યાનમાં નહીં લેતાં રાજ્ય રૂપી વૃક્ષના
મુળનું છેદન કરેછે. ત્યારે તે મુળ તુટવાથી રાજ્ય
રૂપી વૃક્ષને નુકસાન લાગેછે. તે તો જેમ કે શીંહનું
બળ વનને ને વનનું બળ શીંહને તેવી રીતે એક બી
જાનું રક્ષણપણું રહેલું છે.માટે રાજાઓએ પોતાની રૈય-
તને ગેરવ્યાજબી નુકશાન કરવું.તે રાજાનો ધર્મ નથી.

राजाओमां चुक आववानुं कारण. ॥ પ્રથમ તો એજ
કે પ્રધાનં તથા બીજા નોકરો ઉપર વીશ્વાસ રાખવા-
થીજ થાયછે. ॥ नोकरोना विश्वासथी थतां नुकशान. ॥
તેમાં એવી રીતે કે ગુનેગારનો ગુનો લાંચ ખાઇ ઉ-
ડાવી દેવાનો વીચાર કરી એવી અન્યાઇ વાત ઉ-
કોઇ કાયદાના મતથી રાજાઓના મગજમાં ઠશાવી.
તે ગુનેગારનો ગુનો ઉડાવી દેછે. ને નહીં ગુનાવા-

ળાનું ઉલટું અપમાન કરી તેને નુકશાન કરેછે. એવા નીશાશા ભરેલા કાયદાથી રાજાઓને મહા પ્રાશ્ચિત લાગેછે. માટે તે વીષે ન્યાય અન્યાયનું નિશ્ચેપણું રાજાએ પોતાની મેળે તપાસી તે ગુનેગારને ઘટતી શીક્ષા કરવીજ જોઇએ. તેજ રાજાઓનો ખરો સ્વધર્મછે.

### ગુનેગારને ઘટતી શીક્ષા નહી થવાથી થતાં નુકશાન. ॥

પોતે પોતાના ખરા ગુનામાંથી છુટવાથી મહા ગર્વથી કોઇને નહીં ગણકારતાં લોકોને હરેક બાબતોમાં નુકશાન કરી નડેછે. અને પોતાના દીલમાં નહીં ડરતાં જ્યાં ત્યાં અનિતિ ભરેલાં કામો કરતા ફરેછે. તેથી સરકારના ખરા ન્યાઇ કાયદાને નુકશાન અને નાલાસી થાયછે. અને રાજ્યનું અપમાન થાયછે. અને રૈયત તથા રાજાઓને તે વડે ઘણું કષ્ટ પડેછે. અને સુખરૂપી દીન તો કોઇ વખત મળતો નથી. વધતામાં વધતું દુખતો રૈયતનેજ છે. માટે રૈયતની દાદ રાજાઓએ સાંભળવીજ જોઇએ.

### ગુનેગારને તેના ગુના પ્રમાણે શીક્ષા થવાથી થતા ફાયદા.॥

ગુનેગારને તેના ગુના પ્રમાણે શીક્ષા થવાથી બીજી વખત તે બુરૂ કૃત્ય કરતાં ડરશે અને બીજા લોકો પણ તેને દેખીને બીજી ઘણી બાબતોમાં સુ-

ધરશે અને તેથી કરી આપના રાજ્યોમાં ઘણો સુધા-
રો થશે અને અનેકપ્રકારોનાં સુખો તમે તથા તમારી
રૈયત પામશો; અને તમારી શુકીર્ત્તી આખા જગતના
વિષે સર્વે ઠેકાણે ફેલાશે તે કીર્ત્તીવડે. આ દુનિઆ-
માં આપોનું નામ અમર રહેશે. અને અંતે ઇશ્વરના
શર્ણમાં જશો.

આ सर्व बाबत लखवानुं कारण. ॥ १ अंधेर राज्य. ॥ २

અંધેર રાજ્ય એટલે શું. કે હરકોઇ રાજાની પાસે
જ્ઞાનરૂપી દીપક નહીં હોવાથી અંધેર રાજ્ય ગણાય
છે. તેવા અંધેર રાજ્યમાં અજ્ઞાન રૂપી અંધારૂ હો-
વાથી સુખ માર્ગ અને સવળા કાયદા નજરે પડતા
નથી. તે વડે કરી તેઓની રૈયતમાં ઉત્યમ અને
આબરૂવાળા તથા ગરીબીવાળા અને નોધારા લોકો
મહા કષ્ટ પામેછે. અને કોઈ કોઈ વખત તો તેવા
અન્યાઈ કાયદામાં ઘણા આબરૂવાળા માણસો પ્રી-
સાયાથી પોતામાં કાયરપણું તથા કોમળાશ હોવાથી
હીંમત નહી રહેતાં કોઈ વખત આત્મઘાત કરેછે.
માટે તે વીશે રાજાઓએ બરાબર તપાસ કર્યા વીના
તેવા લોકોને એકદમ પ્રીસાવી ફંદામાં નાંખવા નહીં.
તેમાં ઘણી શ્રેષ્ટાઇ અને ઇશ્વર તરફથી ઘણાં માન્ય

મળશે. માટે આ વાત આપના ધ્યાનમાં લઈ નિશ્ચે કરી જોઇ લેશો.

॥राजाओनी द्रष्टी.॥

રાજાઓએ પોતાની દ્રષ્ટી સૃષ્ટીના સર્વ લોકો ઉપર સર્ખીજ રાખવી જોઇએ. તેમાં એવી રીતે કે પ્રથમ તો સર્વે જાતોના ધર્મો ઉપર સમદ્રષ્ટી રાખવી અને માંહો માંહી કોઈ કોઇના ધર્મનો વીરોધ થવા દેવો નહીં અને વળી તેમાં એવી રીતે કે જેની જેવી બુદ્ધી તેને તેવુ માન અને જેની જેવી કુબુદ્ધી તેને તેવું અપમાન એ વીશે અતીશય તપાસ કરવો.

खरु मानोतो एक कहेण. ॥ સમદ્રષ્ટીએ જોતાં જણાયછે કે રૈયત હૈને રાજા છે. કારણ કે વખતો વખત એના એ રાજા તથા એનાંએ રાજ્યો રહેતાં નથી. એક રાજા મરી ગયો કે તરત તે ગાદીએ બેસનાર બીજો રાજા આવી મળેછે. માટે તે ઉપરથી જણાયછે. કે રાજાઓ તથા તેઓના રાજ્યોનો નાશ છે. પણ ગાદીનો તથા રૈયતનો નાશ થતો નથી. માટે આ વાત રાજાઓએ સારી રીતે પોતાના ધ્યાનમાં ઉતારવી. અને ખરી ન્યાઈ દ્રષ્ટીથી તપાસ કરી જોતાં સારી પેઠે માલમ પડી આવશે કે રાજા પહેલાં રૈયતછે.

વળી તે વીષે એક કહાણી કે (राजा छे ते मावतरनी तुल्य छे ने रैयत छे ते तेनां छोरुओना तुल्य छे.) તે જેમ કે માબાપો પોતાનાં છોરૂઓ ઉપર સારા લાભની આશા ધરાવી તેના ઉપર દયા દ્રષ્ટીથી તેઓનું પાલણપોષણ કરેછે. તેવીજ રીતે રાજાઓએ પણ પોતાની રૈયતનું પાલણપોષણ કરવુંજ જોઇએ. કારણ કે છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર થાય નહીં. તેવું સમજીને રૈયતને કોઇ પ્રકારથી દુભાવવી નહીં. તેમાં તમારૂં ઘણુંજ શ્રેષ્ટાઇપણું છે.

## खरा सुखनो ठपको.

તમે જેવા તમારૂ હીત ધારી રૈયતને નાહક રંજાડો છો તથા ગજા ઉપરાંત વેરા તથા કરો ઘાલી રૈયતના જીવન વૃક્ષનું છેદન કરોછો અને એવી એવી અનેક બાબતોમાં તમે તમારી રૈયતને હેરાન કરોછો અને કોઈ વખત નીચે પગથીએ બેસી રૈયતની બેટા બેટીઓ ઉપર હરામ દાનત કરોછો પણ આ સર્વે અવગુણોના પ્રાશ્ચિતે કરી પ્રથમ તમારા દેહનું તજ ઝાંખુ પડેછે અને લક્ષ્મીનો પણ નાશ થાયછે તથા તમારા કુટુંબમાં મનુસ્યોની થોડે થોડે નાસ્તી થાયછે. અને છેવટે સત્યને પણ નુકશાન લાગેછે. ત્યારે જ્યાં

સત્યને નુકશાન લાગ્યું. ત્યારે તરતજ રાજ્યને ગુમા-
વી બેસશો. એવું નિશ્ચે જાણો એ ઉપર એક કહાણી
કે (वीनाशकाळे वीपीत बुद्धी.)

નબળુ થવા બેશે એટલે જ્ઞાનરૂપી દીપક નજરે પ-
ડતો નથી અને જ્ઞાનરૂપી દીપકનું ઓલાંણુ થયું
એટલે અજ્ઞાનરૂપી અંધારૂ આવીને બેસેછે તે વડે
ફરીને શુકીત્ત કામો જરા પણ બની શકતાં નથી.

માટે તમે જેવા તમારો સ્વાર્થ ધરાવીને રૈયતને
હેરાન કરોછો તેવાજ જો તમે પરમાર્થ દ્રષ્ટી રાખીને
રૈયતને સુખ આપવાને હીંમત ધરાવો; તો તમને તે-
નો લાભ ઇશ્વર અનેક ઠેકાણે આપશે. તેવું નિશ્ચે
જાણો તે ઉપર એક કહાણી, કે (जेवां बीज वाव्यां हशे
तेवां फळ पामींशुं) તે ખરેખર છે. માટે ખરીખ-
ચીતથી રાજાઓ એ આ વાત ધ્યાનમાં ઉતારી સર્વે
અજ્ઞાનનો નાશ કરી સમદ્રષ્ટી રાખી. સુજ્ઞાનથી સંગ
કરી પોતાની રૈયતનું સારી રીતે પાલણપોષણ કરવું
ચાહાવું એજ ધર્મ છે.

समजवानुं कहेण ने पोताना मननो खरो वीचार.

અત્યારે આપણે રાજા છીએ અને પુર્વે આપણે
કોણ હશું. તે તો પરમેશ્વર જાણે પણ સમજવું કે

રાજ્ય પદવી મળીછે. તે કેવાં કૃત્યો વડે મળી હશે. તેમાં એમ જાણો કે રાજ્ય પદવી મળીછે તે તો પુર્વેના ખરાજ તપ વડેથી મળી છે. અને તે પુર્વેનું તપ પાર પડશે એટલે રાજ્ય તથા સર્વે રીદ્ધી સીદ્ધી ઇશ્વર હરી લેશે અને પછી તે જીવને ઇશ્વર તેનાં જેવાં કૃત્યો હશે;તેવીજ રીતે લાભ તથા ખોટ આપશે. માટે એમ સમજો કે જીવનાં કર્યાં જીવનેજ ભોગવવાં પડશે તેમાં પરમેશ્વરને તો કંઈ લહેણ દહેણ નથી.કારણ કે પરમેશ્વર તો જગત પાલનને દીન દયાળુ છે. તેમને ત્યાંતો સર્વે જીવો સર્ખાજ છે.તેને ત્યાં કોઈ વધતું ઓછું નથી. ફકત આ પૃથ્વી ઉપર વધતું ઓછું કરવાનું કારણ એટલુંજ કે જે જીવોની જેવી કરણી તેવીજ તેને પદવી આપવા માટે નાના મોટી તથા સુખદુખ વધતાં ઓછાં કર્યાં છે. માટે તેવું સમજીને રાજાઓએ સર્વ પ્રાણીની ઉપર દયા આણી સારી રીતે પાલણપોષણ કરવું.ને કોઈ પ્રાણીને કોઈપણ પ્રકારથી દુખ દેવું નહીં. ને જો કોઈ પ્રાણી કંઈ અડચણથી દુખી હોય તો તેની દાદ સાંભળી. તેના દુખનો નાશ કરવો. અને તેમાં જે જીવ ગુંનેગાર હોય તેને તેના ગુના પ્રમાણે ઇશ્વરની ડર ધરાવીને શીક્ષા કરવી.

તેજ રાજાઓનો ખરો સ્વધર્મ છે. અને તેથી અંતે જય જય જય એવી રીતોની આશીશો સર્વ જીવોની તરફથી પામશો.

मनहर छंद.

જે નૃપતિ આવી વાત, નિશ્ચે કરી લેશ હાથ,
રૈયત જાણી અનાથ, આંચોને હઠાવશે;
સોધી સોધી સારા ન્યાય, રૈયત સુખજ થાય,
વીચારો કરે સહાય, વીરોધો સમાવશે. ૧
પોતાનું કામ કરે એમ, રૈયત સુખીરે જેમ,
સત્યનો ન તોડી નેમ, કામોને બનાવશે;
પરમાર્થે પ્રોઈ અંગ, સત્યનો ન છોડી સંગ,
રાખીને અતી ઊમંગ, રાજ્યને જમાવશે. ૨
જોરને જુલ્મ ન કરી, દીલમાં દયાજ ધરી,
ઇશથી અતીજ ડરી, વેરા નહીં ઘાલશે;
રાજ્યનો સ્વધર્મ પાળી, હાલત હૈયામાં ન્યાળી,
રૈયત દુખોને ખાળી, રેણીથી રખાવશે. ૩
નોકરો ખાઇને લાંચ, સારાને લગાડે આંચ,
ખોળી કાઢી કોઈ ખાંચ, રાજાને ઠસાવશે;
નૃપતિ જે ગુણવાંન, સત્યવંતને સુજાણ,
બાંધીને પોતે પ્રમાણ, શીક્ષા તેવી આપશે. ૪

એવી તો રાખી ખચીત, રૈયતનું ચાહી હીત,
સૌપર સરખી પ્રીત, ન્યાયથી ચલાવશે;
સારા સારા આપે બોધ, શાસ્ત્રનો કરીને સોધ,
કરી ન જરાજ ક્રોધ, સર્વને સુધારશે. ૫
સુખનાં બીજોને વાવી, રૈયત દુખો સમાવી,
સંપતો સારો જમાવી, વીદ્વાનો વીદારશે;
આશીશો રૈયત તણી, દીન દીન અતી ઘણી,
જીવે જો આપણો ધણી, પ્રીત કરી પાલશે. ૬
ધન્ય ધન્ય એવાં રાજ્ય, કરે જો કેળવી કાજ,
જગતમાં પોતાની લાજ, સરસ ફેલાવશે;
નામ તો અચળ એથી, વધતો લાભ ન તેથી,
ઇશ્વર આનંદ જેથી, અંતે લાભ આપશે. ૭

तोटक छंद.

નૃપતી અવની પર જેહ થયા,
જશવંત અને જશ ખોઇ ગયા. ૧
સુખદાયક ને વળિ લાયક તો,
દુખદાયકને નબળીજ લતો. ૨
અતિ ગુણિ અને ઉપકારિ વળી,
નિચ દાનતને મનમાંહિ ખળી. ૩
પ્રતિપાલન રૈયતનું કરતા,

કદી રૈયતને અતિશે નડતા. ૪

અતિ ધર્મિ અને ઇનસાફી ખરા,
નિચ ઉંચ ગણી મનમાં ન જરા. ૫

બહુ એમ નરેશજ નામ કરી,
નિતિ રીતિ વડે કિરતીજ ઠરી. ૬

હરિચંદ્ર જુઓ નિતિવાન થયો,
જશ પામિ ઘણો પ્રભુ સર્ણ ગયો. ૭

ગુણવંત જરાય શ્રી રામ થયા,
અવનીપર નામજ રાખિ ગયા. ૮

હિત રૈયતનું દિલ માંહિ ગણી,
સુખ માર્ગ અને સુનિતીજ ઘણી. ૯

ઉપકારિ અને અતિશેજ દયા,
જીવ સૌપર તો સરખીજ મયા. ૧૦

કદી રૈયતને દુખ આવિ પડે,
સતવંત શુરા અરિથીજ લડે. ૧૧

નિચ કામજ કોઇ કરે ન જરા,
ખચિતેજ સમકિત પિછાને ખરા. ૧૨

નિતિ રાજ્ય ચલાવિ નરેશ ગયા,
કરિ નામ અંતે સુખિયાજ થયા. ૧૩

ક્રુર કામ કરેજ કુડી કીરતી,

નહોં કો દોન તેથી જરા વીરતી. ૧૪
સમજી સુધ લાભ લીઓજ તમે,
ખરી વાતજ એ પ્રભુનેજ ગમે. ૧૫

॥ राजाओना खोटा तकरार ॥ अने अहंकारी कामो ॥

સગુણી રાજાઓને શોભાવનાર સરસ ગુણ સહન શીલતા અને સલુકાઇપણું રહેલાં છે. માટે કરીને તેવાજ ગુણો પોતાના હૃદયમાં દાખલ કરવા (એજ સગુણી નૃપતીનો ધર્મ છે) કે જેથી અનેક પ્રકારનાં સુખો પ્રાપ્ત થાય राज्यनितिथी उलटुं चालवापणुं તે જેમકે કોઈ રાજાઓના પુત્રો એવા પ્રગટ થાયછે કે પોતાના પીતા જીવતા છતાં પોતે ગાદીપતી બનવાનો ઇરાદો કરેછે.(માટે કરીને એ માહા અધર્મીક કામછે.) તેથી રાજ્યને તથા પોતાની સરસ ઇજતને ખામી થાયછે. વળી એ ઘણી અન્યાઈ ભરેલી વાત છે. તેથી ઇશ્વરની પણ અકૃપા થાયછે. અને તેવા જીવોને માઠી ગતીમાં નાખેછે. राजपुत्रोनो खरो धर्म રાજ-પુત્રોનો ખરો ધર્મ એ છે કે પોતાના પીતા જીવતા છતાં પોતે ગાદીપતી બનવાનો વિચાર કરવો નહીં જોઇએ ને તેમને કોઇપણ પ્રકારથી અપમાન કે વી-શ્વાસઘાતીક કામ પણ કરવું નહીં જોઇએ एज राज-

પુત્રોનો ધર્મ ખરૂં વિચારો તો પોતાના પીતા જીવતા છતાં પુત્રને જોર જુલમથી ગાદીપર બેસવાનો ધર્મ નથી. અને તે ગાદીપતિપણું પણ ઘણું અદીત્ય લાગે છે. (માટે કદાપી પણ એવું કામ કરવું નહીં. એજ ધર્મ પોતાના પીતાની મરજી અને જો પીતામાં રાજ્ય-કારભાર ચલાવવાની શક્તી નહીં રેહેવાથી પોતે પોતાની ખુશીથીજ પોતાના પુત્રને રાજ્યગાદીપર બેસારે તો તે રાજ્યગાદીપર બેસવું પુત્રને ઘટીત છે ને તે ઘણુંજ રૂડું દીશી આવેછે. ને તે ખરીજ રાજ્યનિ-તિનો ધર્મ છે. राजाने गुजरी गया पछी राजपुत्रोना खोटा तकरार તે કેવી રીતે કે રાજાનું મર્ણ થયા પછી તેના પુત્રો ગાદીને માટે માંહોમાંહ્ય મોટા તકરારો કરેછે. શાથી કે ખરી રાજ્યનિતિનો ધર્મ એવો હોયછે કે રાજાને ગુજરી ગયા પછી તેના મોટા પુત્રને રા-જ્યગાદીનો અધીકાર છે તે વાત નાના ભાઇને નહીં ગમતાં પોતે ગાદીપતી બનવા માટે નકામા તકરારો ઉભા કરેછે ને તેના મોટાભાઇને એમ કહેછે કે આ-પણા પીતાનું જે રાજ્ય છે તે આપણ બંનેનું શાહી-યારૂં છે માટે તું મને તેમાંથી અર્ધું રાજ્ય આલ ત્યારે મોટો ભાઈ એમ કહેછે કે ભાઈ એમ થાય નહીં. ને

હા, જે પ્રમાણે અસલ રાજ્યનિતિનો ધર્મ ચાલતો આવ્યોછે તે પ્રમાણે કરવાને મારે કબુલ છે. તે વાત નાનાભાઇને નહીં ગમતાં તેના તકરારનો ફેંસલો કરવા સારૂ કોઈ બીજા રાજા પાસે જઇને ફરીયાદી કરેછે. તેમાં તે તકરાર ઘણાજ દિવસ ચાલેછે. ત્યારે તેમાં શું ફળ મળેછે કે રાજ્યમાં તથા લક્ષ્મીમાં ઘણી હાની, રૈયતને ઘણુંજ કષ્ટ; અને તે સીવાય બીજાં અનેક પ્રકારનાં દુઃખો ઉત્પન્ન થાયછે. ને તેમાં છેવટે પોતાની ખરી કીર્ત્તીને ખોઈ બેસેછે. તેમાં વળી તે તકરારનો ફેંસલો કરી આપ્યા પછી જો એક બીજા સંપીને રહે તો સારૂં. પણ જો કદાપી માંહોમાંહી એક બીજા ઉપર દ્વેષ રાખે તો તેમાંથી અતી માઠાં ફળ મળી આવે. અને અંતે તેમાં રાજ્યને પણ નુકશાન લાગે માટે હે; સગુંણી રાજપુત્રો તમારાથી માંહોમાંહી એક બીજાથી સંપીને ચલાય તો ઘણું સારૂં. ને તેથી તમે ઘણાંજ સુખો પામશો. અને તમારી શુકીર્ત્તી આખા જગતના વિષે ફેલાશે. (संप एज माहा सुखकारीछे)

॥ प्रथम मोटामां मोटी भुल ॥ ( सुखमार्गनी खरी वात )

વળી જુઓ કે તમે રાજાછો ને તમારી રૈયતના ન્યાયાધીશછો. છતાં તમે તમારા તકરારનો ફેંસલો તમારી

મેળે નહીં કરતાં બીજા રાજા પાસે તકરારનો ફૈસલો કરાવવા સારૂ તમે જાઓછો. તે ઘણું નાલાશી ભરેલું કામછે. માટે કરી તમે એક બીજા અંદરો અંદર સમજીને સંપીને ચાલો તો ઘણું સારૂં. राज्य नितिनो खरोज मार्ग. ખરૂં ધારો તો ગાદીનો અધીકાર મોટા ભાઇનેજ છે. માટે નાનાભાઇએ મોટો ભાઈ ગાદીપર બેસે તેનો ખેદ જરાએ પોતાના મનમાં લાવવો નહીં. (તેમ કરવુ એ નાનાભાઇને ઘટીતજ નથી.) વળી જો મોટો ભાઈ થોડી બુદ્ધીનો હોય ને નાનાભાઇમાં વિષેશ બુદ્ધી હોયતો નાનાભાઇએ મોટાભાઈની મદદમાં રહીને, પોતાનો રાજકારભાર સારી રીતે ચલાવવો (એજ નાનાભાઇનો ધર્મછે) કદાપી મોટોભાઈ પોતાની ખુશીથીજ નાનાભાઇને રાજ્ય સોંપે તો તે રાજ્ય નાના ભાઇએ ખુશીથીજ ચલાવવું જોઇએ. આવી આવી રીતે અનેક પ્રકારના વિચારો રહેલાછે. તે સર્વે ધ્યાનમાં લઇ. તમે ખોટા તકરારો કરવા બંધ કરો. અને સંપીને ચાલવાના વિચારો ઉત્પન્ન કરો. કદાપી જો તમે માંહોમાંહી દ્વેષો રાખી કલેશો કરશો ને બંનેમાં એકાદ નહીં સમજો તો તમે બંને સરખા ગણાશો. માટે

હે; ભાઇ ભલાઇનોજ ભાગ લેવા ઇચ્છો કે જેથી આપ અંત્યત સુખ પામો. પણ જો કદી આ વાત ધ્યાંનમાં નહીં લહોતો તમે અતો નિશેધ ફળો પામશો. આ ખરૂંજ સમજવું.

सुज्ञनृपती बाळकोने सुखदायक उपदेश.

વાંચો સર્વ નૃપતિના બાળ, ધર્મ આ સાચો જાણીરે. ટેક.

જુઓ દીલમાં કરીને વિચાર; ધર્મ.
ખરો રાજ્ય નિતિનો ન્યાય, ધર્મ.
જેથી રાજા રૈયત સુખી થાય, ધર્મ.
વધે રાજ્ય અને વળી લાજ, ધર્મ.
નચુકો રાજ્ય નિતિનાં સુકાજ, ધર્મ.
કદી કરશોમાં આપ અવળાઈ, ધર્મ.
તેમાં નક્કી થશે નબળાઈ, ધર્મ.
ન કરો જુવાનિનું અભિમાન, ધર્મ.
તેમાં થાશો અતીશે હેરાન, ધર્મ.
નહીં કરશો પીતાનું અપમાન, ધર્મ.
રાજ્ય લોભે ન કરશો નુકસાન, ધર્મ.
ન કરો માંહો માંહી કંકાસ, ધર્મ.
ખોઈ બેસશો વસવાનો વાસ, ધર્મ.
તમો રાજ્યતણા જે ગુપ્ત ભેદ, ધર્મ.

અવર જાણે તેતો છે નિશેધ, ધર્મ.
મહા ગુણી જે નૃપતીના બાળ, ધર્મ.
કરશે રાજ્ય રાખીને સંભાળ, ધર્મ.
કીધો આ રાજ્ય નિતિનો સુસાર, ધર્મ.
તેનો સગુંણી નૃપતિ લેશે પાર, ધર્મ.

राग अरे जोगी तुं केम फरेछे उदास.

સુણો સર્વે સુજ્ઞ નૃપતિના બાળ.
ચાહી હીત હૈએ બાંધો સુખપાળ,
કલમો કરેલી અતી હીત ચાહી,
વાંચોને વિચારી જાણી સુખદાઈ.
દ્વેષ દુઃખદાયક દીલથી તજો,
સંતોષ સુખદાયક અંગે સજો;
બુદ્ધિ બગાડે નક્કિ જાણો ધર્વ,
હેતુથી ઝેર કરાવે તે ગર્વ.
માટે એમ સમજી સુધારો મતી,
આવે સુખ તમને જે ગુંણવતી;
જો કદી સગુંણો આ તમમાં વસે,
કુસંપ કષ્ટ જાણો તેનાથી ખસે.
સુખસંપ સાગરથી કરો સ્નેહ,
જમાવે રાજ્યને દીપાવેજ દેહ;

ભલી કીર્ત્તી પામો કરી સુભ કામ,
રૈયત સુખી રાખી કાઢો આપ નામ.
ઉપકારી બની ઉપકારો કરો,
માંહોમાંહ્ય લઢતાં તમો તો ડરો;
નિશેધ ગુંણ લોભ તજો ને તમો,
ઘણી હામ રાખી ઓળખશો સમો
લાવી પ્રેમને વાંચો મુજ મીત્ર,
નૃપતી બાળનો આ ધર્મ પવીત્ર;
મુર્ખ જીવતો નહીં મનમાં લહે,
વાંચીને પોતે ગુંણેને ના ગ્રહે.
સગુંણી હશે તેતો સમજે નક્કી,
લેશે લાભ સારો આ વાંચ્યા થકી.

समाप्त.

दोहरो गणपति स्तुति तथा सारदा स्तुतिः

ઉમિઆ સુત આરાધિએ, હર્શ ધરીને મંન;
રિદ્ધિ સિદ્ધિ છે કામની, પ્રસિદ્ધ ત્રણભોવંન.
કરૂણા સાગર ગુંણ નિધિ, દીશો દયાળુ દેવ;
ભવોભવ ભકિત આપશો, સદા કરૂં હું શેવ.
સદા મદદ માગું અમો, કરો તમે ગુણવાન;
કર સાહો તમ બાળનો, કરો સફળ સો કામ,

જયજય માતુ સરસ્વતી, પ્રણમી લાગું પાય;
કરજોડી કરૂં વિનતી, સમરણથી સુખ થાય.
નિગમગતી નારાયણી, બળ બુદ્ધિમાં પ્રવીણ;
શેવક કાર્ય સુધારશો, દિન દિન કરો દુખ હિણ.
પ્રીત કરી પરમેશ્વરી, મદદ કરો મુજ માય;
રચું ગ્રંથ હું હર્ષથી, તમ કરૂણા એ થાય.
વાસ કરિ રસના વીષે, વાણિ સુધારો માત;
અક્કલ અદકી આપશો, જાણી બાળ અનાથ.

श्री अंबीका स्तुति (राग)

कुंवरीए कुळ वगोव्युं रे आ शुंरे कीधुं.
જયજય માતુ અંબીકા મારી,
હું વિનંતિ કરૂં વિસ્તારીરે; માતુ મારી.
માતુ અમે બુદ્ધી વિનાના બાળો,
તમ દ્રષ્ટિ કરિ નીહાળોરે; માતુ મારી.
માતુ અમે માર્ગ નથિ જાણતા કાંઈ,
અવતરિયા આવી આંહીરે; માતુ મારી.
માતુ અમે કૃત્ય કરેલાં જેવાં,
અમને ફળો મળેલાં તેવાંરે; માતુ મારી.
માતુ અમે અજ્ઞાનમાં થએલા અંધ,
જ્ઞાનપણું થએલું બંધરે; માતુ મારી.

માતુ જગમાં ખરો રહેલો શો અર્થ,
કહું સાચું હુ ગર્થ રે; માતુ મારી.
માતુ જગતના રસ્તા કેવા,
માંહી ધર્મો રચેલા લેવારે; માતુ મારી.
માતુ અમે જન્મ ધર્યો જનુંનિ કુખે,
નથિ દીન ગયો કોઈ સુખેરે; માતુ મારી.
જોયું અમે જનુની કેરૂં હેત,
તેઓ અંતે કરે ફજેતરે; માતુ મારી.
જનમ્યા ત્યારે પ્રીતિ અતી દરસાવી,
સ્વાર્થ દ્રષ્ટિ વરસાવીરે; માતુ મારી.
માતુ ભગિન ભ્રાતનું હેત જોયું,
તેનું સ્વાર્થમાં મનડું મોયુંરે; માતુ મારી.
માતું પ્રિતિ તારૂંણીની જોઈ,
તે અતિમાયામાં મોઈરે; માતુ મારી.
માતુ સ્વાર્થે માબાપો છળ કરતાં,
તેતો પાપમાં પગલાં ભરતારે; માતુ મારી.
માતુ ભ્રાત ભ્રાતમાં કુસંપ કરતા,
જુઓ છળ કરતાં નથિ ડરતારે; માતુ મારી.
માતુ ભગિન ભ્રાતથી છળ કરતી,
સ્વાર્થે નીંદા ઓચરતીરે; માતુ મારી.

માતુ છળ કરી કામા કંથ મારે,
કર્મ કરતાં તે ન વિચારેરે, માતુ મારી.

માતુ છળથી ભંગ કરે શીળવૃત,
એવી નરનારીની મત્યરે; માતુ મારી.

માંતું અજ્ઞાનીઓ જ્ઞાન કરતા,
બુરાં કૃત્ય હીંડે આચરતારે; માતુ મારી.

માતુ કુસંપ જગતમાં પેઠો,
કુળજુગ સ્થાનકે બેઠોરે; માતુ મારી.

માતુ ઊઠો હાથ ત્રીશુળ ધારી,
નાંખો કુસંપ વિદારી રે; માતુ મારી.

માતુ આજે સૌની સુધારોને મત્ય,
ચોદશા પ્રગટાવો સત્યરે; માતુ મારી.

માતુ તમ વિના સંસાર જુઠો,
તમ બાળ ન કરો વખુટોરે; માતુ મારી.

માતુ તમ વિના સગું નવ જોયું,
આતો અવશરીયું એળે ખોયુંરે માતુ મારી.

માતુ હૃદયમાં આવીને વસજો,
કુકર્મો હમારાં ખશજોરે; માતુ મારી.

માતુ અમે અજ્ઞાનથી અવળા ચાલ્યા,
તેથી બુરા રસ્તા ઝાલ્યારે; માતુ મારી.

માતુ તે ગુના સર્વે માફ કરજો,
ક્ષણવાર કુબુદ્ધિ નવ ઠરજોરે; માતુ મારી.
માતુ બહુચર બળ કરી ઉઠો,
કુસંપ કરો વખુટોરે; માતુ મારી.
માતુ તુળજા તમો તો આવો,
ત્રિવિધી તાપ સમાવોરે; માતુ મારી.
માતુ કાળિકા કુળજુગને મારો,
દાશ જીભાઈ ઉગારોરે; માતુ મારી.
માતુ સતસન્મતિ સદા આપી,
બાળ રાયચંદનાં દુખો કાપીરે; માતુ મારી.
માતુ સંપ બંને માં રાખો છોગાળી,
જુદાઈ ન કરો દયાળીરે; માતુ મારી.

॥ इति पुरस प्रबोध राग ॥

॥ तजो तमे केफ करम करवुं ॥

શુણો કહું પુરૂષ તણી રહેણી, જેથી જુગમાં સારી રહે; કહેણી, શુણો. (ટેક.)
ભ્રાતા તમે શુણો સૌ કર્ણ, જેથી રહે જશ આ ધર્ણ;
જેથી જઇએ પ્રભુના શર્ણ, શુણો.
અતી સુખ સંપ માંહી રહ્યું, તમે માનો ભ્રાતુજો મારૂં કહ્યું; તમોથી જો સુખ દુખ જાય સહ્યું; શુણો.

ન ચુકો તમે નિતિતણી ટેક, છલકાઈ ન જશો તમે છેક;
રાખી અતિ ચિત્તમાં વીવેક, શુંણો.
વેગળા રહો તમે વ્યભિચારથી, પુરષાઈનો છે તે
મોટો સારથી; ડરતા જો કામતણા મારથી; શુણો.
છળ છેક ભ્રાતા ભૂલી જજો, ભંગ શીયળ કદી ન
થજો; એવા શણગારે નિત્ય શજો, શુંણો.
પુરષાઈ છત્ર નમ્રતા જાણો, સંતોષ તે જરતણી ખા-
ણો; અતી સુખ સ્વર્ગ તણાં માંણો, શુંણો.
જો નિંદયા મુકો ન્યાલ થયા, રાખો આપ દીલમાં તમે
તો દયા; નરો ઘણા ગર્વથી ચાલ્યા ગયા; શુંણો.
પ્રીતી ન કરો તમે પરનારની, ખોટી વ્યાધી જાણો
આ સંસારની; બાજીછે તે જાણો તમે હારની, શુણો.
મુકો ભાઈ વ્યશન થકી વરવું, નથી કામ તેના થકી
સરવું; હાથે કરી કમોતે મરવું, શુણો.
સમય વર્તિને ચાલો તમે, તમોને શું શીખવીએ રે
અમે; કહીએ અમે આ રેણી જેને ગમે, શુણો.
નષ્ટ થઇને નર ઘણા ફરતા, કુકર્મ કરતાં નથીડરતા;
શ્રવણે બોલ સારા નથી ધરતા, શુંણો.
અવળાઇને ગર્વ થકી પુરા, દુનિઆમાં દેખીતા શુરા;
તમે જાણા પાપીએ પુરા, શુંણો.

ફુલીને ફકડાઈમાં ફરતા, છળ કરી પરધન તે હરતા;
પાપથી પીંડ પોતાતણું ભરતા, શું૦
હાંશી કરે હસતાં પરનારથી, મુઆ ઘણા કામ તણા
મારથી; નથી મુવા ડરતા સંસારથી, શું૦
વખાણ કરે વ્યશન થકી વળગી, અકલ રહી તેનાથી
અળગી; જુઓ તેની જીંદગી ગઈશળગી, શું૦
બંધુ તમે જાણોછો બધો મર્મ, જાણી જોઈને બાં-
ધોછો કર્મ; ભુલી ગયા પુરષાઈ ધર્મ, શું૦
વહાલો કર્યો કુટુંબનો ક્લેશ, શુંણો નહીં સગુણીનો
ઉપદેશ; સુધરે નહીં કામ તેથી લેશ, શું૦
સ્વાર્થ માટે કરતા ઘણી હાની, સ્નેહીથી વાતો કરી
છાની; કરો બુરૂં જુઠું સાચું માની, શું૦
ભ્રાતુ કલમો કરી એકવીશ, વાંચી તમે ન કરશોરીશ;
રહેણી પાળી રટો જુગદીશ, શું૦
જુદાઈ ન રાખી કહે જીભાઈ, પોતાના આત્માને સ-
મજાવી; સુજશ મળશે પાળે તેને ભાઈ, શું૦
સુખી થવા રાયચંદની રીતી, વાંચો બંધુ હૈએ ધરી
પ્રીતી; સમજી રહો સંસારને ઝીતી, શું૦

---

॥ ईति स्त्रीओनो श्रेष्ट धर्म उपदेश ॥

( राग सीताजीना महीनानो )

શ્યામ કહું તમને એક વાત, તમારા હીતની;
શ્રવણે શુણો સૌ નાર, તમ ધર્મ રીતની.
આ સમય તણો જે સાર, નિશ્ચે કરીને જુઓ;
દેખાદેખી તજોછો ધર્મ, શ્રેષ્ટ દીન શું ખુઓ.
તમે પ્રીતી કરી કથીર, સુવર્ણ ત્યાગ કરી;
શ્યામાઓ કહુંછું સત્ય, જોયું મેં જરી જરી.
કહો સતી તણું શું નામ, પતીવ્રત કયાં ગયું;
ખોઈ બેઠાં હાથે કરી ગર્થ, જુઓ જતું કયાં રહ્યું.
જરા અરે લાવો મંન, ધર્મ તો ધશી ગયું;
તમે વિચારો મન, શ્યામા સુખ કયાં રહ્યું.
ચતુરા તમારી ચતુરાઈ, જુઓને કયાં ગઈ;
મુળ સ્ત્રીઓ ધર્મ, રહેણી હવે કયાં રહી.
મુકી ભક્તિ પ્રભુની આજ, નાથની નિંધા કરો;
છળથી કરો શીયળ ભંગ, કરતાં બુરૂં નવ ડરો.
તમે પ્યારો કરોછો કલેશ, લેશ સુખ નહિં મળે;
શ્રેષ્ટ સંપ તણો આધાર, તમો માંએ શું ભળે.
જુઓ વિંનતાઓ દેછે દુઃખ, પ્રીય પ્રાણનાથને;
દાર નિર્ધન જો કદિ હોય, પજવે છે અનાથને.

નર ધનવંતો જો હોય, નરણે તેને નવ ગમે;
કરે રૂપતણી નીંદાય, નીચને ચરણ જઇ નમે.
નથી કુળતણું હવે માન્ય, સાન તમને શું વળે;
નથી રહ્યા વચનનો બંધ, કામા બોલે નહિં પળે.
મન મલિન અને નિજ સ્વાર્થ,સુ ભક્ષોના સ્વાદો કરે;
પરથી કરે પલકમાં પ્રીત, સ્થળ બુરે જઈ ઠરે.
કરાવે સ્નેહીથી ઝેર, વહેર બાંધે પલકમાં;
મુવા નરો ઘણા લપટાઈ, નારીઓના છલકમાં.
વાતો કરે વેરીની પાસ, પોતાના શ્યામની;
ક્ષણમાં કપાવશે શીશ, નક્કી જાણો માનની.
હવે હાથે કરી હલકાઈ, લીધીછે નારીએ;
અવળાઈ અતિશે આજ, અમે શું વિસ્તારીએ.
તમે જાણોછો બધો ધર્મ, કર્મ બાંધો હાથથી;
કામનીઓ મુકી દો કેર, કરો ના છળ નાથથી.
તમ છત્ર કર્યું જુગદીશ, જાણો એ ઇશછે;
તમ શરીર તણી શોભાય, ધડ ઉપર શીશ છે.
ગર્વ મુકી દ્દોને નાર, ધર્વ જાણો તમ ધણી;
ઘરસુત્ર તણી શોભાય, શ્રેષ્ટ સંપ છે મણી.
સુખદાયક છે પતિવ્રત, પાળો તમે પ્રેમથી;
ન રહો જરાએ દુર, શાસ્ત્રના નેમથી.

રાખો કુટુંબમાં સંપ, કલેશ કરો ના કદા;
શાત સંતોષથી વહેવાર, નમ્રતા રાખો સદા.
શીયળ સાડી પહેરી અંગ, ઉમંગે ચાલજો;
ચોળી શર્મ રૂપી શરીર, સુમાર્ગ તે ઝાલજો.
ચતુરાઇ ચાંડલો આજ, કપોળમાં ચોડજો;
વશ રાખી તમે તો મંન, સુધર્મ ન છોડજો.
હાર હૈઆ કેરો નાથ, પોતાતણો જાણીને;
છળ છોડી કરવી વાત, પ્રભુ ડર આણીને.
જુગદીશે આપ્યો જે ઈશ, જાણો તે પોતાતણો;
કરવો નહીં અવર વિચાર, દોશ તેમાં છે ઘણો.
પતિવ્રતા રૂપી અંબોડો, રૂડો શીર રાખીએ;
જેથી દુઃખ રહેશે દુર, સગુંણ રશ ચાખીએ.
દ્રષ્ટી રાખી પોતાની વશ, વિચારીને ચાલીએ;
સારો દ્રષ્ટે પડે જે માર્ગ, તુર્ત તેને ઝાલીએ.
શાત ઝાંઝર પહેરી ચર્ણ, પર દ્વાર નહિં જશો;
તેમાં નથી તમારો ધર્મ, તેથી દુખી તો થશો.
જીરણ વસ્ત્ર પહેરો ન અંગ, મોટા શબ્દે નવ હશો;
સાસુ અને માનો સુત, વિના દેખી નહીં વસો.
તાળી લેઈ નવ કરીએ વાત, સહીયરોના સાથમાં;
માર્ગ હીંડતાં શાહીયર સાથ, દઈ ન હાથ હાથમાં.

પારકી શુંણી ને વાત, નિંધા નવ કીજીએ;
નહીં કરવી વધારી વાત, બુરાઇથી બીજીએ.
પોતાના હૃદયની વાત, પર પાસે નવ કરો;
સુખ દુઃખ પડે જે શરીર, તેથી જરા નહીં ડરો.
કહે કંથ જરા જે બોલ, તેને ઉર ધારીએ;
કોઈ દીન તજો નહિં ટેક, ન તે વાકય વિસારીએ.
સુખધારી ન રહો મૈયર, જગતની જે રીતછે;
કષ્ટ હોય સ્વશુરને ત્યાંહી, જાણો તે ઘણું હીતછે.
તેથી માતુ પીતાની લાજ, કીર્त्ती વધશે તમતણી;
સંપ રાખી કુટુંબની માંહી, રહો અતી સુખ ગણી.
સર્વ વિંનતાઓને માટ, રહેણી આ રૂડી કરી;
શુંણો નિર્મળ રાખી મંન, ઘણો હેએ હર્શ ધરી.
હવે પ્રભુ પાસે માગો માફ, કાપો ગુંના આ તમે;
કહો પાળી શું આ ધર્મ, ભુલીએ નહીં કોઇ સમે.
તમ ભ્રાતુ કહે જીભાઈ, રીશ જરા નહિં કરો;
ભ્રાત રાયચંદ કહેછે, સત્ય શ્રવણ બોલ આ ધરો.

॥ स्त्री तथा पुरुषने सारी रहेणी सुचना ॥ राग. ॥

॥ शुण शजन नर नारी हीत शीखामण सारीजी ॥

શુંણજો આર્ય નરનારી, વીનતિ એક હમારીરે;
લાભ રહ્યો શો મનુશ્યા જન્મમાં, કહુંએ વિસ્તારીરે. શું.

અવતાર જે છે લક્ષ ચોરાસી, શ્રેષ્ટ મનુશ્યા જાણોરે;
સારૂં નરસું જાણોછો સર્વ, કર થકી કષ્ટ આણોરે. શું.
અજાણ થઇને અવળા ચાલો, તે કેમ મુકે જુગદીશારે;
સુલટું બોલી ઉલટું ચાલો, પ્રભુની તે જાણો રીશરે. શું.
સ્વધર્મ મુકો સ્વાર્થે, અધર્મથી રાખો યારીરે;
વિનયને તો મુકો વિસારી, સંપતણી વાત ન્યારીરે. શું.
કલેશ કરે ઘરમાં નરનારી, એબ પોતાની જણાવીરે;
ડાહ્યા થઇને શું દુઃખ આણો, શું કહું તમને શુંણાવિરે.શું.
માતુ પિતા તે પુત્રને પજવે, સ્વાર્થ પોતાનો જાણીરે;
પુત્રે પોતાનો ધર્મ મુકયોને, જ્ઞાનનિ વાત નવ જાણીરે. શું
ભ્રાત ભ્રાતમાં કુસંપ કરતા, જરથી યારી રાખીરે;
એમકરેઅતિદુખીથાશો,સુખસમજોતોરહોભાઇસાંખીરે.શું
હેત કરી હળી મળીને ચાલો, ધર્મ સાચો જાણીરે;
સર્વ કુટુંબમાં સંપ રાખીને, રૂઢી પાળો મન આણીરે. શું.
ચતુરાઇથી ચેતીને ચાલો, વહેમને મૂકો વિસારીરે;
દયા અતિશય રાખી દિલમાં, કૃત્ય કરોને તપાસીરે. શું.
પ્રિતિ કરીને પ્રભુને ભજશો, તજશો માર્ગ નઠારારે;
હર્શ ધરી પ્રભુ પાસે માગો, કાપો તમે કુધારારે. શું.
સમય પ્રમાણે સુખ દુઃખ સહેવું, રહેવું નહિં ઉદાશીરે;
ગર્વ થકી તો રહેવું ન્યારા, કામ કરોને તપાશીરે; શું

ભારે ભરોસો રાખી પ્રભુથી, નેમ ન ચુકો લગારીરે;
દુઃખ રૂપી સંસાર જાણો, માયા ફાંસીછે ભારીરે. શું.
ફિશાઓ નહિંએ ફંદામાં, સંતોષને રાખી મંનરે;
એ અજ્ઞાનથી રહીને અળગા, જીવને રાખો પ્રસંનરે. શું.
જુઠી બાજી જાણી જગતની, સ્વાર્થ મુકોને અળગોરે;
જ્ઞાનરૂપી દીપક લઇને, પ્રભુના ચર્ણને વળગોરે. શું.
ભ્રાતુ હમારા કલમો રૂપાળી, વાંચો પહોંચાડી તર્કરે;
જો રૂઢી પાળો આ પ્રેમેતો, શેજે મળશે સ્વર્ગરે. શું.
ભ્રાતુ તમારો કહે જીભાઇ, રીશ જરા નવ કરશોરે;
મિત્રરાયચંદ કહે વિસ્તારી, આ વચનોનેશીર ધરશોરે. શું.

॥ मित्राचारी शुबोध ॥ १ ॥ ( राग )
॥काशी पुरी मन जाणो॥ उर्फ बनझारानो.

ગુણ નિધિ બંધુ હમારા, શુણો સર્વ મિત્રાઇના ધારા;
આ જગતમાંજુઓનેન્યાળી, કઇરહેણી દિશેરઢિઆળી;
તેમાં કયા રસ્તાછે સારા, ગુણ૦
સર્વ મળિ પહોંચાડો તર્ક નિશ્ચે કરો મિત્રાઇ ના વર્ગ;
કયા સુખ દુઃખના દેનારા, ગુણ૦
કોણ કનકનેર કથીર, કહો કાયરને કોણ વીર;
કયા સત્ય તણા બોલનારા, ગુણ૦
ધિર્જવંતાને કોણ ક્રોધી, સંપીલાને કોણ વિરોધી;

કયા મન તણા ઉદ્દારા, ગુણ૦
નિર્મળને કોણ મલીંન, નહીં બુદ્ધિને બળહીન.
જે જુલ્મ તણા કરનારા, ગુણ૦
કહો કોણ ભલાઇમાં પુરા, દુનિઆમાં બતાવો જે શુરા;
કે સાર અસાર જાણનારા, ગુણ૦
મેં તાળી મિત્ર બહુ જોયા, સ્વાર્થે રહેલા તે મોયા;
કામ સર્યથી તે ખસનારા, ગુણ૦
મિત્રતા એવી નહિં કરશો, આ જોઈ તરત પરહરશો;
તે વચન થકી ફરનારા, ગુણ૦
એક દીન બુરૂં તે કરશે, કામ જે થકી તેનું સરશે;
નબળાઇથી નહિં બિનારા, ગુણ૦
છળથી બોલે મધુરી વાણી, વાત કરે આપની વખાણી;
ઉપકારથી કરે અપકારા, ગુણ૦
આગ કરીને અળગા રહેશે, તમ બોલ એક નહિ સહેશે;
છે મુર્ખના સરદારા, ગુણ૦
કષ્ટ વખતે સગા નહિં થાતા, સ્વાર્થે જેમ તે ધાતા,
ક્ષણવાર નહિ બેસનારા, ગુણ૦
જો પ્રિતિ કથીરની કરશો,તોકનકની આશ નહિં ધરશો;
તમો તેવાં ફળો પામનારા, ગુણ૦

વ્યશન થકિ જે વળગ્યા, મિત્ર રહો તેનાથી અળગા;
તે આપ જર હરનારા, ગુણ.
તેના ગુણો તમોમાં ધરવા, કામ જે થકી તેનું સરવા;
તે કરેછે એવા વિચારા, ગુણ.
મુખે બોલંતા દિશે શુરા, તમો જાણો એ આળસુ પુરા;
પલમાં કલેશ કરનારા, ગુણ.
વિસ્વાશ નહિં તેનો કરવો, અવગુંણ એકે અંગ નવ ધરવો;
રહો તે થકી ભ્રાતુ ન્યારા, ગુણ.
જર માટે જોખમ કરતા, સ્વાર્થે નિંદા ઉચરતા;
તે મુખે મીઠું બોલનારા, ગુણ.
મેં જોયા છેલાઇથી શોખિલા, રૂડા ગાયનથીછે રસીલા;
પલમાં કરે વિચાર નકારા; ગુણ.
જોયા જ્ઞાનની વાતો કરતા, તે ધર્મ નિતિથી નહિં ડરતા;
કુમાર્ગે પોતે ચાલનારા, ગુણ.
દેખિતા દીશે ઘણા રૂડા, મન મલિનથી છે કુડા;
દેખા દેખિના છે આચારા, ગુણ.
બોલે મુખથી ને સારી વાણી, વાત કરે ઉપરથી વખાણી;
હાંસી કરીને તે હશનારા, ગુણ.
એવા મિત્રો મોટાઇથી ફરતા, તમે તેથકી યારીજો કરતા;
એ વિશ્વાસઘાત કરનારા, ગુણ.

મિત્રતા કરવી રૂડી સોધી, કહ્યા તે જાણોછે વિરોધી;
માનો સત્ય જીભાઈના પ્યારા, ગુણ.
મિત્રતાતો આવી કરશો, કહે રાયચંદ શ્રવણે ધરશો;
કહું સપાત્રના શણગારા, ગુણ.

॥ सपात्र मित्रना गुणो ॥

॥ राग कल्याण ॥

સ્નેહિ જાણીને, શુજ્ઞાન આણિને;
બંધુ હીત માટે કહુ નિતિ વખાણિને. ટેક.
સર્વ બંધુ ઓ માહારા, પ્રિતિ કરશો જોઈ;
દેખિતાં ચિન્હો નિહાળી, ભુલો માં બંધુ કોઇ. સ્નેહી.
ગુણ નિતિ પ્રિતિ ભાવ, આપ નિશ્ચે કરશો;
રેણિ કેણિ નિર્મળ બુદ્ધિ, જોઈ ચર્ણ ધરશો. સ્નેહી.
અનેક રીતે અડક પ્રિતિ, મેળવશો મુજ મિત્ર;
અનુકુળા આપોને પડતા, ગુણ તણા વિચીત્ર. સ્નેહી.
સુજ્ઞ મિત્ર તણા ગુણો જે, શુણો તમે સૌ ભ્રાત;
નિતિ સાસ્ત્રથી સત્ય કહું, જેછે જગત વિખ્યાત. સ્નેહી.
આપ દેહે દુખ સહીને, પરને સુખ દેતા;
સાર અસાર મનમાં જાણી, તરત મુખે કેતા. સ્નેહી.
વિવેક માટે વિચાર કરતા, સૌ સ્નેહિ સાથ;
નિતિ નમ્રતા થકી રહેલા, ક્રોધ નહિ રજ માત્ર. સ્નેહી.

સાચપણાથી દિશે શુરા, પુરા તે પુણ્યવાન;
જર તે જશ જાણેછે પોતે, સદા કરે સુભ જ્ઞાન. સ્નેહી.
પ્રિતિભાથી રહે સૌ સાથે, ગુણિ સાથે ગુણ જ્ઞાન;
અવગુણિને અવગુણ નહિ કરતાં, ગુંણ તણું દે દાન.સ્નેહી.
પોતાનું દુખ મનમાં આણી, પરદુઃખમાં પડતા;
કલેશ નિવાર્ણ હિંડે કરતા, બેજણ જ્યાં વઢતા. સ્નેહી.
આપ સ્વાર્થ મુકિ અળગો, પર કામો કરતા;
વિચારી વિચારી પલમાં, પગલાં તે ભરતા. સ્નેહી.
ધીરજતાથી ધર્મ ન ભુલે, સમય વર્તિ લે તરત;
દયા દેહથી અળગિ ન કરતાં, કરે નહિં ક્રૂર કૃત્ય.સ્નેહી.
અહંકાર અંગે નહિ ધરતા, વિનય થકી પુરા;
નમતા હિંડે સર્વ મિત્રથી, સદગુણથી શુરા. સ્નેહી.
કોઈ તણી નિંધા નહિ કરતા, સ્નેહિ સર્વ જાણી;
હાંસિ કરી હસતા નહિ પોતે, આપ મને આણી. સ્નેહી.
સરખા જાણી સર્વ મિત્રને, સંપીને ચાલે;
મિત્ર તણા કષ્ટોને માટે, આપ શીશ આલે. સ્નેહી.
મિત્રચારી આવી કરશો, વાંચી આ સૌ સાર;
વ્યાધિ જરા તેથી નહિં નડશે, આપ કરો વિચાર.સ્નેહી.
બોલ બંધુ તણો આ માની, મિત્રાઈ કરો ગુણ જોઈ;
જરવાળા સોખિલા જાણી, ભુલોમાં બંધુ કોઈ.સ્નેહી.

પાછળથી પસ્તાવો થાશે, જાણો કહુછું સત્ય;
ગુણ વિના તમે ગોથાં ખાશો, કહુછું પરતક્ષ. સ્નેહી.
સગુણી સાથે પ્રીતિ કરતાં, સુખ થાશે મુજ ભ્રાત;
વચન જીભાઇનાં ધ્યાન લહોતો,દુખ જાશે શાક્ષાત.સ્નેહી.
અનેક ગુણો પ્રીતી કરતાં, નિશ્ચે તો કરશો;
કહે રાયચંદ અતો હીત ચાહી, કુસંગથી ડરશો.સ્નેહી.

(मित्रोने बोध (राग) पुर्ण थयोछे खेल)

સર્વ વાંચીને સાર, બંધુ સર્વ વાંચીને સાર. ટેક.
હિંમત રાખી મિત્રો આવા, મળવા તણારે વિચાર.બંધુ.
મિત્રો સુબુદ્ધિવાળા હશે જે, કુમિત્રાઇ તજનાર. બંધુ.
કદાપી કષ્ટો નહિ દે પડવા, સુખતણા છે દેનાર. બંધુ.
સંકટ સમયે આવી ધાતા, પોતે દુઃખ સહેનાર. બંધુ.
ભ્રાતુ તમારો તે છળ કરશે, તે નહિ તેમ કરનાર. બંધુ.
માતુ પિતા તે સ્વાર્થ આણી, કષ્ટ ઘણું આપનાર. બંધુ.
તમ તારૂણિ અતિ દુખ દેશે,સગિ સારૂં દેખી થનાર.બંધુ.
આપકુટુંબી કલેશાકરતાં,તમ વખતનહિ જાણનાર.બંધુ.
સગુણી મિત્ર જો મળશે તો, સર્વ ચિંતા ટાળનાર. બંધુ.
આપ તણા કષ્ટોમાં આવી, નક્કી તે પડનાર. બંધુ.
તમો દુઃખે દિલગીર થઇને,કષ્ટ નષ્ટ કર્યાના વિચાર.બંધુ.
બુરા સાથે બુરાઇ નહિ કરવી,દુરથી કરો નમસ્કાર.બંધુ.

દિલની વાતો તેને ન કરશો, આપ અશીથી શીશ
કાપનાર. બંધુ.
આપ અનુકુળ ન મળે મિત્રતો, એકલા રહો આપ
દ્વાર. બંધુ.
પ્રભુથી પ્રિતિ સાચી જોડો, શુણો તમે સૌ યાર. બંધુ.
અર્જ જીભાઇની શ્રવણે ધરશો, રીશ ન કરી લગાર. બંધુ.
સ્નેહી મીત્ર રાયચંદવાણી, ભ્રાંતિથી નહિ ભુલનાર. બંધુ.

(संपशिक्षा) राग.

हवे कोण करे जंजाळ, जगमां जीवन थोडा.

શાણા સમજી લેજો સાર,
વાંચો વિચાર કરીને. ટેક.
પ્રિતિ ધરી કહું પ્રેમ સ્નેહી,
સુણી રીશ ન કરશો લગાર; વાંચો.
શાસ્ત્ર નિતિ તો છુપી ગઇછે,
ચાલ્યા મત્તાન મત્ત વિચાર; વાંચો.
નિતિ નથી રહી નાતો જાતોમાં,
પ્રગટ્યા પડપંચથી વહેવાર; વાંચો.
સંપની સાથે સુખ ગયું છે.
કષ્ટ ક્લેશની સાથે રહેનાર; વાંચો.
દ્વેષ ભાવ થયો સૌ દિલમાં,

જરા નથી રહ્યો પરોપકાર; વાંચો.
વિશ્વાસ વાસો જરા નથી વસિયો,
એક સહોદરની મોઝાર; વાંચો.
વહેમ વધારી બુદ્ધિ બગાડી,
કલેશ કરે ઘરમાં નરનાર; વાંચો.
બંધુની બુદ્ધિ બંધુ પર બગડી,
હિણું હાલ તેતો કરનાર; વાંચો.
હિંમત હારી નિતિ નઠારી,
જરા કષ્ટ નહિં સહેનાર; વાંચો.
માતુ પિતા પોતાના તનને,
આપ સ્વાર્થે તે નડનાર; વાંચો.
ગુણ વિસાર્યો માબાપનો પુત્રે,
સાંમા સંકટના આપનાર; વાંચો.
ઈર્ષા અતિશે થઈ સૌ દિલમાં,
હિત હેતુનું નહિ ઇચ્છનાર; વાંચો.
પરસુખ દેખી અસુખ આપ પામે,
સમદ્રષ્ટીના નહિં જડનાર; વાંચો.
અભિમાન આણિ અતિશે દિલમાં,
ભ્રાત ભ્રાત સાંમા લડનાર; વાંચો.
સંતોષને તો કોણ સંભારે,

પોતે મારે કાંતો મારનાર; વાંચો.
નમ્રતા જરા રહી નહિં દિલમાં,
આપે આપ મળી ખુએ ભાર; વાંચો.
ભાઇને ત્યાગી વેરી સંગ વળગે,
અવળું એની પાસે બોલનાર; વાંચો.
કુસંપ પેઠો એક કુટુંબમાં,
કહો સુખ હવે કયાં મળનાર; વાંચો.
અતિ દુઃખદાયક નહિં કાંઈ લાયક,
એવું આપ નહિં ગણનાર; વાંચો.
મનન કરી જુઓ આપના મનમાં,
સુખ મળવાનો શોછે આધાર; વાંચો.
અનુ દિન કષ્ટ વધેછે આનાથી,
હાથે કરી શું ખાઓછો માર; વાંચો.
હાથે કરી આપઘાત કરોછો,
માનો સત્ય કહું મુજ યાર; વાંચો.
વિદ્યા વધારી બુદ્ધિ સુધારી,
ગયું કયારે કહોને આવાર; વાંચો.
શુંરે ભુલોછો બંધુ હમારા,
જ્ઞાન ખોઈ થયાછો ગુંમાર; વાંચો.
આમ કરે આપનું હિત શું છે,

શું કરવા કરો ખોટો ખાર; વાંચો.
શીંહ રૂપી જંબુક થઈ બેઠા,
અંતે એ થકી પામ્યા હાર; વાંચો.
કાષ્ટ અશિથી ઝુઝે શું જીતો,
જાણો સત્યનો આવશે પાર; વાંચો.
શતશાર વાગે સુજ્ઞાનિને હૈએ,
તો આવું અજ્ઞાન તોડનાર; વાંચો.
ભ્રાતા મુકી દો વિરોધને અળગો,
અવગુણથિ દિશોછો લાચાર; વાંચો.
સમદ્રષ્ટિ રાખી જો સોધ કરો તો,
સુખનું મળશે અગાર; વાંચો.
સુખ જો ચાહો તો સંપની સંગે,
હર્ષથી હવે ચાલનાર; વાંચો.
ઉલટુ ન જાણી આપના દિલમાં,
સુખની શાને કાપો છો ડાળ; વાંચો.
જીભાઈ જોર જરા નહિં ચાલે,
માન્યાથી સુધરશે કાર; વાંચો.
રાયચંદ કહે રીતે આ ચાલો,
સુખતણા મળશે ભંડાર; વાંચો.



॥ संपशुनिति ॥ मनहर छंद ॥

અર્જ શુંણો સર્વ ભાઈ, સુખ ચાહો જો સદાઈ;
સંપ કરો આપણા, કુટુંબરે તમામમાં.
રાખો નહિં આપ દ્વેષ, કરો નહિં કલેશ લેશ;
ભલાઇનું ભલપણુ ભુલો નહિં ધ્યાનમાં.
સંતોષને આપ શાહી, જાણી તેને સુખદાઈ;
સુધારીને કામકરોઆપકેરા જ્ઞાનમાં,ગર્વ કરોનિર્મુળ.
શાને તમે કરો શુળ, ધુળ મળ્યું ધર્યો તેનું;
કહે સાસ્ત્ર શાનમાં, નમ્રતાથી નિતિવાન.
થશે નહિં નુકશાન, કષ્ટ અતિ પામીઆજે;
પર્યાછે ગુમાનમાં, કૌરવ કુટુંબ નાશ.
પડયા અભિમાન પાસ,હાંશી કરીહશી કાઢયા;
તેઓના અજ્ઞાનમાં, સત્ય વિના સુખ નાંહીં.
પ્રભુજી કરશે શાંહી, ભીડ ભાગી પાડવાની;
રાખ્યાં તેને માનમાં,એવું જાણી આપ મંન.
ભુલો નહિં કોઈ દંન, ભૂલો નહિં ભિન્ન જાણી;
આપના બેભાનમાં, જરતણું જોર જાણી.
રાખો ગર્વ મન આણી,મોટાઈના માંમલામાં;
તુટયા તેવા તાનમાં, કહો સુખ કયાંથી મળે.
આગ લઈઆપ બળે, અજ્ઞાનમાં અંધા થઈ;

બેઠા અભિમાનમાં, આવું કષ્ટ હાથે કરી.
શું લહો છો શીર ધરી, તોર માંહી તન દઈ;
શું ફરો તોફાનમાં, જરા યાદી લાવી વાત.
ચાહો હીત આપ હાથ,સોધી આપ પડો જઈ;
સુખના નિધાનમાં, જીભાઇ કહે પ્રેમથી.
રાયચંદ રહેમથી, ઠશે આવી વાત નક્કી;
નિશ્ચે ગુંણવાનમાં.

ईति धीरजता विषे ॥ १ ॥ भुजंगी छंद.

તમે સર્વ મીત્રો શુંણો વાત મારી,
ખરા ધર્મનો માર્ગ સોધો વિચારી;
તજોના કદાપીજ ટેકો તમારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૧

જુઓ જગતના ખેલ કેવા બનેલા,
જદૂનાથની એ કળાથી થએલા;
ક્ષણુંમાં જનારા ક્ષણુંમાં થનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૨

કદી કષ્ટ કોઇ તમોને પડેજો,
અતી મારમારી ડરાવી નડેજો;
નહી કોઇ રીતે તમો હારનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૩

મહા બુદ્ધિ વાળા થએલા નરો જે,
અતિ વ્યાદ્ધિ દેખી ડરેલા ન તો તે;
વિવેકી વડા એ સમો જાણનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૪

ભલે બંધુ આવી તમોને નડે જો,
ભલે જો કુટુંબી તમોથી લઢે જો;
સમો સાચવી સત્ય ન ત્યાગનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૫

પ્રમાદી થશો તો અતી દૂખ પામો.
મહા સંકટોના જથા માંહિ જામો;
કદી કષ્ટ ના તેથી આવે ન આરા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૬

ઘડી સૂખમાં તો ઘડી દૂખ માંહી,
સદા કાળ સર્ખો રહે વખ્ત નાંહી;
કદાચીત ભ્રાતા નહીં ભૂલનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૭

ઘણા કોઇ હારી શિરે દૂખ લેતા,
નહીં ધૈર્યના માર્ગમાં ધ્યાન દેતા;
અતી તે નરો દૂખના પામનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૮

અમુંઝાઇને ઉલટું આપ કર્તા,
નરો તે કદાપી કમોતેજ મર્તા;
ખરી કીર્તિના તેજ છે તોડનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૯

અતી લાભ દેખી ઘણા હર્શ થાતા,
મહા ગર્વના જોરમાં આપ ધાતા;
નથી જાણતા દીન આ ચાલનારા,
ધરી ધર્ય સોધો તમે ગુણ સારા. ૧૦

કદી કોઇ કાળે વિવાની વધાઈ,
કદી કોઈ કાળે મહા ભોગ ભાઈ;
સદા કાળ સર્ખા નહીં ચાલનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૧૧

જુઓ સોનરાણી તણી કષ્ટ કેણી,
જુઠી આળ આવી ન છોડીજ રેણી;
ખરા સત્યમાં તો પ્રભુ તારનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૧૨

મહા જોમ વાળા થયા પાંડવો જે,
થયું કષ્ટ એવું તજી ગાદિ પોતે;
ધરી ધૈર્ય ને દીન એવા ગુજાર્યા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૧૩

સદ્ગુણો હમારો સગુણીજ માંને,
કહો ભાઇ તેને નડે કષ્ટ શાને;
સદા દીન આનંદના આવનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૧૪

પ્રતાપી નરો પ્રેમથી છંદ વાંચો,
ખરી રીત ખોળી સુધારોજ આંચો;
ખરા સત્યના માર્ગને ઝાલનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૧૫

તજો સત્ય તેમાં પ્રતીકાર મારી,
કદી કષ્ટથી આપ જાઓ ન હારી;
અહોનીશ આતો નહી ભુલનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૧૬

પુરા પ્રેમથી જો પ્રભુ ગુણ ગાશો,
દયા રાખવામાં શુરા આપ થાશો;
ખરી કિર્તિના તો તમે પામનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૧૭

ખરો હીત ધારીજ છંદો કરેલા,
બધો સાર વાંચી થશો જો ઠરેલા;
કહેછે જિભાઇ સુખી તો થનારા,
ધરી ધૈર્ય સોધો તમે ગુણ સારા. ૧૮

( દોહરો. )

પ્રીતી રાખી વાંચશો, ગ્રહો ગુણ મુજ મીત્ર;
રાયચંદ રિજિ વીનવે, શીખી થાઓ પવિત્ર.

छपयछंद. विनय विषे.

વિનય ગુણ વિશાળ, જઇ જે નરમાં વશિઓ;
સૌ જનથી તે શ્રેષ્ટ, કષ્ટ કારણથી ખશિઓ.
મણિ થકી મહા મુલ્ય, વિનય તે મિત્રો મારા;
મહિપતિઓ દે માન, અરી આવી નમનારા.
ગુણ સર્વ હોય નર વીષે, વીનય વિના મુર્ખ બને;
વિચારી જીભાઈ વિનવે, ભુલોમાં બંધુ કો સમે. ૧
સર્વ ગુણનું મૂળ, વિનય તે આપ વિચારો;
દિન દિન વધશે સુખ, નડે નહીં જન નઠારો.
જર તો જોખમ કાર્ય, વિનય મહા સુખ પમાડે;
આપ સહોદર માંહ્ય. વિનોદે દીન રમાડે.
ભણી ગણી પંડીત બન્યા, બહુ વાતે તો જાણછો;
રાયચંદ કહે વિનય વિના, નહિ પંડીત તોપહાણછો. ૨
વિનય વિના જે જંન, મહા કષ્ટોને પામે;
વિનય વિના જે જંન, રહે નહિં તેતો માંને;
વિનય વિના જે જંન, વેરિઓ તેને વધતા;
વિનય વિના જે જંન, સગુંણો સર્વે ઘટતા;

વિનય તજી જે નર રહ્યા, હરઘડી હાથે મૂવાં;
રાયચંદ વધતું શું વદે, રહે પિતા પુત્ર જૂવા. ૩
વિનયથિ શોભે દેહ, સ્નેહ સૌ સાથ રહેછે;
સગુણિ દે સનમાન, ખરી લક્ષ્મી તો તે છે;
વિનય વિશે અતિ ગુંણ, વિનયથી શોભે વિદ્યા;
વિનય થકી વિખ્યાત, જગતમાં તેતો સિધા;
અધીક ગુણ વીનય વીના, સખા મુને સુજે નહીં;
સલટું ધારીને શીખશો,જિભાઇ બોલ જાણિ સહીં. ૪
વિનય થકી વહેવાર, વધેછે જાણો ભાઇ;
વિનય થકી મરજાદ, મટે નહિં મિત્ર સગાઇ.
વિનય થકી મહાજન, ચાહિને ચિતમાં લેછે;
સ્વજન મંડળી માંહ્ય, સરસ તે જનને કેછે.
વિનય વિદ્યાવશી કર્ણછે, સર્વે સુખ શર્ણે રહે;
વિનય ત્યાગોમાં વીરલા,જિભાઇ વધતું શું કહે. ૫

लोभ विषे. ॥ दोहरो. ॥

લોભીથી નબળો કયો, લોભી થકી નિર્લજ;
લંપટ લબાડી લાલચું, અવગુણ એક ગરજ. ૧
રૂડું કુડું શમજે નહીં, સરે આપનું કામ;
પાપ કરે પલમાત્રમાં, મળે જે થકી દામ. ૨
જત્ન કરી જર જાળવે, અવર સર્વ અજ્ઞાન;

અરે આમ હું શું કરૂં, જરા નહીં તે ભાન. ૩
દિનદિન લલુતા ચોગણી, વીશ મળે તો પચીશ;
ત્રીશ સાઠને સાતશે, એમ કરે અહનીશ. ૪
ભુત પેઠે ભમતો ફરે, સુખે જમે નહિ અન્ન;
વસ્ત્ર પુરાં પહેરે નહિં, દુખથી કાઢે દંન. ૫
પ્રિતિ ન રાખે કોઇથી, સ્વાર્થ સ્નેહ સદાય;
દામ સંચે દગા થકી. સત્યવદે ન કદાય. ૬
ધન માટે ધર્મો તજે, ધ્યાન દીલ લગાર;
પંડ વિટાળે પલકમાં, ધન માટેજ ગમાર. ૭
પાપીમાં પાપી કયો, નર લોભી નિરધાર;
માન મ્રજાદ મળે નહિં, સ્વજનોમાં નહિં ભાર. ૮
અપ લક્ષણ આવી રહે, લોભી નરની પાસ;
મરશે પણ મૂકે નહીં, જરા જર તણી આશ. ૯
માટે મિત્રો માહરા, લોભી સૌથી નેષ્ટ;
રળિને ખરચો રીતથી, સંતોષીને શ્રેષ્ટ. ૧૦

संतोष विषे ॥ चोपाई ॥

સંતોષી જનસુખિઓ હોય,અવર આપ નહિ જાણો કોય;
અતી લક્ષ્મીતણા ભંડાર,તેથી સુખ ન જાણો લગાર. ૧
મહા પંડિતને ગુણવાન, ઘણિ વાત તણું હોય જ્ઞાન;
ઘેર હોય ઘણા જો ગરાશ, સુખ સંતતીનું હોય પાસ. ૨

એવિ સમ્રદ્ધિ વાળો જંન, અસંતોષે દુખીઓ મંન.
જોગી ભોગીને વેરાગિ, અસંતોષે દુબઝયા લાગિ. ૩
સંતોષી જરવંતો જાણ, સંતોષી સુખિઓ નિર્વાણ;
સંતોષીને શાની આશ, નવ નિદ્ધ જાણો તેની પાસ. ૪
નહિ કોઇ સંતોષી તુલ્ય, મણી થકી અધિકું છે મુલ્ય;
સંતોષી પામે સનમાન, સર્વ ગુણનો એજ નિધાન. ૫
નૃપતિ સર્ખા કરે વખાણ, અસંતોષી દુખીઓ જાણ;
સંતોષીનો ઉત્યમ વર્ગ, અવસાને પામેછે સ્વર્ગ. ૬
નક્કી તે નિશકર્મી થાય, સંતોષી નર મોક્ષે જાય;
સંતોષી જીંવ્યોજ પ્રમાણ, ખરા લાભની સોધી ખાણ.૭
સંતોષી નરની તો પાસ, સદા રહે ઇશ્વરનો વાસ;
સર્વ બંધુઓ સાચી વાત, સંતોષે સુખછે સાક્ષાત. ૮
ક્રાડ ઉપાય કરીને જોય, વિના સંતોષે સુખ ન હોય;
ખરી વાત માની મુજ મીત્ર,કહે ધર્મ જિભાઇ પવિત્ર. ૯
પુરા પ્રેમથી વાંચો સર્વ, રાયચંદ કે ન રાખો ગર્વ;
વાત રૂપાળિ ધરશો ધ્યાન.જન્મ સફળ તેથી ગુણવાન.૧૦

समयसार. हरिगति छंद.

શું યાર આતો વખ્ત કેવો, ધ્યાન રાખીને જુવો,
વળિ માનવોની શી મતી, સુખે તમે તો શું શુવો;
બહુ નાતમાં બહુ જાતમાં, અધર્મ તો અતીશ થયા,

મહાદર્પને દુર્બુદ્ધિથિ, દુખ માંહિ તો ડુબી ગયા. ૧

કામિ અને કુટ જ્ઞાનિ તો, વળિ થયાં દિલમાં દંપતિ,
સત ધર્મ કોને સાંભરે, એવી થઇ અવળી મતી;
શું ધર્મ છે શું કર્મ છે, તે તો નહીં ગણુકારતા,
કુતર્ક તો અતીશે કરી, પોતેજ ધર્મો હારતા. ૨

મહા જુગ્તિથી જર મેળવે, તે કેળવિ અકલ આપની,
પોતે જરા જાણે નહીં, શિ વાતછે પુન્ય પાપની;
ખરિ વાત તો ખોટી કરે, કે ન્યાય તે વાતો વળી,
દયા રહી નહીં દીલમાં, અનીતી એવી નીકળી. ૩

શાસ્ત્ર નીતી કયાં કહો છે, માર્ગ તો મત્તોથી થયા,
રાગના વૈરાગ માંહી, મન વડે તો મોહી ગયા;
ઇશ્વરથી અપ્રિત કરતા, ફરતા વહેમ વિચારમાં,
શું થાયછે શું જાયછે, જાણે નહીં સંસારમાં. ૪

છેલાઇથી છાકી જઇ, અંગને મરોડી ચાલતા,
જાણે નહીં જે બીકછે, હીંણાજ માર્ગો ઝાલતા;
મરાલની મતી નવ રહી, ને થઇ મતી તો કાગની,
જુવેજ છિદ્ર સામસામી, ઉલટી ગતી અભાગ્યની. ૫

નિપટ થઇ નરનારીઓ, બોલી બુરી મુખ બોલતાં,
સ્વધર્મ તો વળી છો કયો, જુએ નહીં દીલ ખોલતાં;
વિશ્વાસઘાતી કામ તે, કરતાં નહીં વીચારતાં,

અવગુણ ન જોઇ આપના, નીશેધ કામો ધારતાં. ૬
મોટાઇમાં મરી પડે, ડહાપણમાં દોડી મરે,
હીત કે અવહીત પોતે, નહીં જરા દીલમાં ધરે;
બળવડે બહાદુર થઇ, બીગાડ બહુ પેરે કરે,
સુજ્ઞાનીનો સુબોધ તે, જરા નહીં ચીતમાં ઠરે. ૭
વિસ્મ પામી હું ગયો કે, સમય શો ભાઇ આ થયો,
વિચારીને વીરા જુવો, સુખ માર્ગ તો છેટો ગયો;
કહે જિભાઇ ચેતીને, ચુકો નહીં સત તો કદા,
કરો ન દેખી કોઇનું, ચાહો તમે સુખ જો સદા. ૮
ટેકને વીવેકને તો, નહીં તજો તમે આપનાં;
મહા હર્શથિ હરિ ઓળખી, નિમુળ કરો મુળ પાપનાં;
રાયચંદ કહે રિતિ ખરી, ધરિ લહો આપ ધ્યાનમાં,
અહરનિશ તો આનંદથી,વળી રહો આપ માનમાં. ૯

विश्वासघाती महापापी. विश्वासघात विषे राग.

कुलजुग पहेरा आव्या मरदो, फुक फुक पाय धरनांजी.
नामर्दाते करे खुबीओ, मरदेकुं मीलती भाजी.

लावणी.

શુંણો તમેં સૌ સ્વજનતો શીખ કહું મેં એક સારી;
પ્રાશ્ચીત મુળ પ્રગટ કરનારૂં નિશ્ચે કરાવુ હુ વિસ્તારી. ૧
નર્ક નિશાની દંપતી દીલ જાણો, કોપ કરે શ્રી જુગદીશ;

વિશ્વાસઘાત જે વડી પાપણી, ભરે પાપકુપ અહોનિશ. ૨
ઘણા ડુબ્યા અને વળી ડુબાવે, કોઇ કોઇને કેવી રીતે;
શાસ્ત્ર સાક્ષિતો પુરે સાબીતથી, માટે ચર્ણ ધરશો બીતે. ૩
એમ કરે શું હીત થવાનું, ઉલટું જોખમ તો જરૂર થાશે;
દોર દયાનો તોડી નાંખશે, તારન માર્ગ તેતો જાશે. ૪
નીચ માનવી લાભ દેખીને, દગા ભરેલી માંડે દોકાન;
કુડાં કાટલાં રાખી હાટમાં, ખાટવા માટ કરે તે તોફાન. ૫
અંતે તો અવળાંફળ નીકળે, વિશ્વાસઘાતજ્યાંનીકળે વીખ;
ધન પોતાનું બેસે ગુમાવી, ફજેત થઈ માગેછે ભીખ. ૬
એમાં સુખી કોઈ ન થએલા, જોયા ને વળી તમે જોશો;
માટે શીખામણ માની હમારી, વિશ્વાસઘાત ખાંતે ખોશો. ૭
પંડીત જોશીને રે પુરાણી, પડપંચથી પેટો ભરતા;
વિદ્યા ગુણ વિસારી પોતે, દગા વિના કોઇ નહીં ફરતા. ૮
હૈયા મેલા હરામખોરો, મીત્ર તણું બુરૂં કરતા;
વિશ્વાસ ઘાત કરે એક પલમાં, નહી જરા દીલમાં ડરતા. ૯
ભેખ ધરી ભગવાં પહેરી અંગે, ફરે જગતમાં જનને ઠગવા;
સાધુ બની ગયા પેટ પોષણે, સાચું કહે ઉઠે લઢવા. ૧૦
એવા અધર્મિ આત્મ ઘાતી, દેહ તણું સુખ ધારીને;
કીમીયાગર થઈ ફરે કપટથી, પ્રભુ ડર ને તો વિસારીને. ૧૧
ફેલ ફેલાણા જુઓ જગતમાં, અજ્ઞાનને અવળા ધંધા;

વહેમ વધારી જરથી ચારી, જુઠ જારી બુરા બંધા. ૧૨
દેખીતા ડાહ્યા થઇ ફરતા, શીખ સર્વ જનને દેતા;
પંડે હોય પડપંચે પુરા, છળથી જરને હરી લેતા. ૧૩
ઘાત કરે તે ઘડી વારમાં, કોણ સગુને કોણ સ્નેહી;
જર માટે તે જોખમ કરતા, કદી ન લત મુકે એવી. ૧૪
જુઓ જુઓ જરા જાગૃત થઇને, સમય વૃક્ષનાં ફળ કેવાં;
વીતી ને વળી હજુ વીતશે,વાવ્યાં બીજ ફળ છે તેવાં.૧૫
પડે માર પાંસરા નહિ થાતા, શીખામણ માનો શાની;
હજુ સુધી હાથમાંછે હીરો, વાત લહો મીત્રો માની. ૧૬
દેહ પડે ડાઘો નહીં જાશે, કરેલાં કર્મો જે હાથે;
ભોગવવું ભાઇ તમને પડશે, પાપ પુન્ય તો છે સાથે. ૧૭
નહીં મુકાવે તેવા મારથી, સગા સબંધી કો આવી;
જરતો જીવનું જોખમ કારક, ફેર ફેર કહું ફરમાવી. ૧૮
વીશ્વાસઘાત તે વડી સાપણી, વળગી રહે નર જે તેને;
ડંશ કરશે ડર ન ધરાવી, વીખ ન ઉતરશે શેને. ૧૯
માટે ચેતીને ચાલો ચતુરો, દંપતી દીલમાં દયા આંણી;
આત્મ સુખ ઇચ્છીને દીલમાં,સર્ખા જાણો સર્વે પ્રાણી. ૨૦
કોઇ કોઇને નહિ દુખ દેતાં, વીશ્વાસઘાત વેગે છોડો;
ઉપગારી થાઓ પર પ્રાણ ઉગારી, કપટ તણું તાળું તોડો.૨૧
વૃદ્ધ બાળ ને વળી જુવાનીઆ, સર્વ શીખ સમજી લેશો;

અતી આબરૂ ઇચ્છી જગતમાં, વિશ્વાસ વાત ત્યાગી દેશો. ૨૨
ઇશ્વર ઇશ્વર કરો અંતરમાં, અવગુણ સર્વે તો વીસારી;
તરન તારન તો તે પ્રભુ તેછે, જીભાઇ શર્ણું લીધું ધારી. ૨૩
વિશ્વાસ સાચો રાખો પ્રભુથી, અવર વાત સર્વે કુડી;
રાયચંદ કે વિચારી જોયું, પ્રભુ નામ સાચી મુડી. ૨૪



॥ इश्वरी कायदाथी मनुस्या जीवनु उलटुं चालवा विषे ॥
(इश्वरने विसारी अवळा चालतां मनुस्या जीवनुं महा नुकशान)
राग. सैयर दुःख शुं दाखवुं.

વિશ્વપતિને તો વિસારીને, ચાલો અવળા તમે શું;
મમતાતે મહા અવગુંણને, વળિ દુઃખદાયક જે હું; વિ.
શ્રેષ્ટ અવતારને પામીને, આમ અવળું કરોછો;
સંસાર લાભને લેખીને, ફંદા કરતા ફરોછો; વિ.
ધરાવો ડર સંસારની, પ્રભુથી ડરતા નથીરે;
દેહ સુખ આશાતો ઇચ્છીને, મશ તમે માયામાં મથીરે. વિ.
જરા એમ ન વીચારતા, શું આમ કરીએ અરેરે.
શ્રેષ્ટ મનુસ્યા આ આવિએ, ફોગટ જાય ખરેરે; વિ.
જ્ઞાન આપ્યું પ્રભુએ ઘણું, ભુલીએ હાથે કરીરે;
પાપને પુન્ય સૌ પ્રીછીએ, કર્મવડે આવ્યા ફરીરે; વિ.
ક્ષણભંગુર આ દેહના, માટે શું માઠું કરોરે;

આત્મને દુઃખ આવશે, જરા તો દિલમાં ડરોરે; વિ.
સ્વપના જેવું સુખ સંસારનું, કાલ્ય ચાલ્યું જશેરે;
અવસાને આપના દીલમાં, પસ્તાવો તો થશેરે; વિ.
વિમાસવું નહિં આવે કામમાં, આવ્યો સમય ગયોરે;
ફોગટ જાય જાણો નક્કી, વિના રૂતુ મેહ થયોરે; વિ.
ખેડ પ્રમાણે ખાશો તમે, નહિ અવર મળેરે;
કરણિનું વૃક્ષ થશે કારમું, ફળ તેને તેવાંતો ફળેરે; વિ.
સંકટે પ્રભુને સંભારોછો, સુખે તો મુકો વિસારી;
અજ્ઞાન એથી મોટું કયું, જુઓને જીવ વિચારી; વિ.
વિશ્વાસ વધતો મળે નહિં, ભ્રાંતીમાં ભારે ભમોછો;
ગુંણ અવગુંણ ન ઓળખો, જરને જરૂર નમોછો; વિ.
અવગુંણ એ સૌ અળગા કરો, જોસુખ ચાહો જરાતો;
વિશ્વાસ રાખી ઇશ્વર તણો,ગ્રહો તમે ગુંણ ખરાતો; વિ.
જીવહીત વાત જીભાઇની, જરા આપ યાદી કરીને;
રાયચંદ બોધ બહુ સુખનો,ભુલો માં ભાઈ ફરીને; વિ.

॥ धर्मनुं मुळ ॥ (राग) भेरवी गजल ॥

॥ हे नीच जात लाजतुं नमेरीकां थयो मुने ॥

આપ આપના ધર્મનો, સત્યમાર્ગ તપાશી જુઓ;
મિથ્યામતને શું ખેંચીને, સમય સરસ શૂ ખુઓ.ટેક
સાસ્રના પ્રમાણથી, શું ચાલીએ જુઓ જરા;

બાહ્ય ભિતરના ગુંણો, જુઓને એ જુદા ખરા.
પુન્ય પાપનુંજ જ્ઞાન, પુરણ મીત્રો કયાં મળે;
પરનું દેખી પાળે પોતે, નિશ્ચે વિના નક્કી ભળે.
મોટિ ખોડ મોટાઇની, તે મન વિશે આવી રહી;
સંવાદ તેથી શે ના મુકો, સારૂં નરસું ના સહી.
ગણિ જુદા જુમદિશાને, તો ધર્મની નીંદા કરો;
તેમ શું કર્યા માં લાભ, તે નહીં હૈએ ધરો.
અમુલ્ય વખ્ત એ પેર, હિંડો તમે ગુમાવતા;
સમજ વિના સુખ કયાંછે, ચિત્તે એમ ન ચાહતા.
સરવ વાતનુંજ જ્ઞાન, આપના દિલે થશે;
મન વિષે નિશ્ચે થઈ, વિશ્વાસ જો પૂરો વસે.
આત્મા અને મન એ જો, એક એકમાં ભળે;
ભકિતમાર્ગ ઉપરતી, તેનાથી તો બંધન ટળે.
માનિનતા કરે ન થાય, કામ કોઇનું નક્કી;
ધર્મ તો કોનોછે ભાઈ, લાભ લે જીવ એ થકી.
ધર્મ ધર્મ કહે ન ધર્મ, દયા કહે નહીં દયા;
સમવીતં જાણી સર્વ પ્રાણી, જો ગુંણી એવા થયા.
ઉદ્યમના વિષે વિચાર, ચાર જો અતી કરો;
દયા દ્રષ્ટી ન ત્યાગતાં, દગો કરો તેથી ડરો.
અનેક રીતના વિચાર, મનુસ્ય માત્રને રહ્યા;

જો ન જાણો મનુસ્ય જેતો, સર્વને પશુ કહ્યા.
માન શું ખુઓછો ભાઈ, આ અજ્ઞાને તો કરી;
જો વિચારો દીલમાં, મનુસ્યા નહિ મળે ફરી.
સરસ વાત સહેલથી, શિખી જીભાઇને લહો;
રાયચંદ્ર રેણિ વેણિને, ભુલી શું ભાઈ ના કહો.

॥ राग आसागोडी ॥

कामछे दुष्ट विकारी अहा प्रभु कामछे दुष्ट विकारी ए राह.

छेत्वटनुं आत्म सुखनुं कहेण.

વાંચો ને ગુંણ વિચારી,
પ્રિય બંધુ વાંચોને ગુંણ વિચારી; ટેક.

મહાસુખ દાયક શાસ્ત્ર રચ્યું આ,
સર્વ જીવતણું હીત ધારી; પ્રીય. ૧
આળસ ત્યાગી આંખ ઉઘાડી,
ગુણ ગ્રહો સુખકારી; પ્રીય. ૨
અતી ઉપાએ આવ્યો મનુસ્યા,
સુદ્ધ લાવી લો સંભારી; પ્રીય. ૩
અળગું કરી અજ્ઞાન અંતરનું,
જ્ઞાનથી મન સુધારી; પ્રીય. ૪
સત્ય તજો ના સંકટ દેખી,
બુદ્ધી ન કરશો નઠારી; પ્રીય. ૫

પેટના અર્થે પાપ કરોના,
વીશ્વાસ તો ના વિસારી; પ્રીય. ૬
કપટ તજી ઉધમ આદરશો,
સર્વ અવગુંણને તો સંહારી; પ્રીય. ૭
અનેક વિચાર એ પેરે કરીને,
પરિગ્રહ તણી કરો ચારી; પ્રીય. ૮
સ્વાર્થ સાથ સમુહ મળ્યો આ,
કુડી પ્રીત કષ્ટ દેનારી; પ્રીય. ૯
માયાની માંહી જો લિપટાશો તો,
અંતે ફજેતી હોશે તમારી; પ્રીય. ૧૦
માયા રહી જે મોહા ડાકણી,
તેતો નિશ દીન છે નડનારી; પ્રીય. ૧૧
ચેતિજ એમ ચતુર જન ચિતમાં,
ચુક લાવોમાં આપ લગારી; પ્રીય. ૧૨
વારે વારે કહ્યું વિસ્તારી,
પ્રીય જાણી કહું પીટકારી; પ્રીય. ૧૩
પાત્ર હશે તે ગ્રહણ કરી ગુંણ,
ભવજલનો લેવે પારી; પ્રીય. ૧૪
કુપાત્ર હશે તે કાંઈ ગણેના,
ઓઢી જેણ માયાની અંધારી; પ્રીય. ૧૫

મનુસ્ય નહિં એ પશુવત જાણો,
એવા જીવને છે ધીક્કારી; પ્રીય. ૧૬
નેતી સુખ આપે નામ પ્રભુનું,
જન્મ મર્ણથી લેશે ઉગારી; પ્રીય. ૧૭
કર્ણ શુંણી ગુંણ સર્ણ ચહોને,
ઇશ્વરનું દીલદારી; પ્રીય. ૧૮
હિંમત લાવી હરી ઓળખશે,
કહે જીભાઈ ભાગ્યનો ભારી; પ્રીય. ૧૯
તત્પદચાહી તુર્ત સમજશે,
શુણી રાયચંદ શીખ રશાળી; પ્રીય. ૨૦

**ज्ञानि अज्ञानि जीवना गुणनी उपमा तथा तेमना यत्ननु फळ**

**राग पडवे ते पुरण ब्रह्म जे कोइ जाणेरे.**

સમાનું મહાત્યમ આતો સમજે નિહાળીરે;
ગુંણવંતા હશે જીવ જેહ, ચાલશે સંભાળીરે. ૧
અશી જ્ઞાનતણી ગ્રહી હાથ, સત્ય ન ત્યાગેરે;
કરી પ્રિતિ પ્રભુની સાથ, મોક્ષ તો માગેરે. ૨
સુખ દુઃખથી ન છલકાય, હીંમત રાખીરે;
વળી કર્મ તણા આધાર, ભકતી રશ ચાખીરે. ૩
પુર્વ પુનઇના પ્રમાણે, સુખ દુખ આવ્યુરે;
જેવાં કરણી કેરાં મુળ, તેવું તેને ફાવ્યુંરે. ૪

હર્ષ શોક હૈએ ન લગાર, ધરે નહિં મનમાંરે;
લાભ ખોટ ન જાણી જરાય, સદા રે પ્રશનમારે. ૫
દ્વેષકાળ અને વળી દર્પ, દીશે નહી અંગેરે;
સર્વ સગુણો જે કહેવાય, રહેલા તે સંગેરે. ૬
દેહ સુખ ન ચાહે દીલ, આત્મ સુખ જાણીરે;
સંના સાચી પ્રભુની સાથ, રાખે મન આણીરે. ૭
જગત જાળમાં ન ઝપલાય, સગુંણી એ શુરારે;
ભવ વીષે બહુ ભટકાય, પ્રાણી જે અધુરા. ૮
જેને અજ્ઞાનનો નહીં પાર, માયા વશ માલેરે;
અંગ સુખે ફરે આનંદ, શુમાર્ગ શું ઝાલે. ૯
સુજ્ઞાની તણો ઉપદેશ, ધરે નહીં ધ્યાંનેરે;
ઉલુક પાસ રવીનાં વખાણ, કહો કેમ માનેરે. ૧૦
એ પેરે રહ્યું અજ્ઞાન, સુજ્ઞાન શું શુઝેરે;
ચિત્તે ચોંડે તે સાકટ જીવ. ગુંણી જ્ઞાન બુઝેરે. ૧૧
અરે મુકો એવું અજ્ઞાન, જરા હીત ધારીરે;
જો જીવતણું જાણો સુખ, મત્તી દો સુધારીરે. ૧૨
અલ્પ સુખ જગતનું જોઈ, મોહીત શું થાવોરે;
જન્મ મર્ણ તણાં દુખ જોઈ,જરા તો પસ્તાવોરે. ૧૩
સારી શીખતણો લઈ સાર, સુજ્ઞાનને સાહીરે;
પુરી પ્રભુ ચર્ણથી પ્રીત, ભકિત સાથે ભાઇરે. ૧૪

જિભાઈ જીવહીતનાં, કહ્યા વેણ તે ન વિશારેરેરે;
થઈ રાયચંદ ગુંણે પ્રવીણ, સમય સુધારેરેરે. ૧૫

सतसंग करवानां सुखो राग जनुनि जीवोरे गोपीचंदनी.

સમજેરે ગુંણ કોઈ વીરલા, વાંચી સાસ્ત્રનો સારજી;
વેગે વિસારી અજ્ઞાનને, આત્મ હીત વિચારજી; સ.
સુખ દુખ જે સંસારનું, વળિ તેના વહેવારજી;
નજરે જોઇને નીશ્ચે કરો, શોછે તેનો આધારજી; સ.
મનુસ્ય તણી મુળભાવના, રીતી પ્રિતિ રોજગારજી;
નિયમ સર્વ તો ન્યાળીને, તર્કે તોલ બાંધનારજી; સ.
ધર્મ માર્ગ ઘણા જુજવા, જુદા તેના આચારજી.
બાંધી ધોરણ પોતે ધ્યાનમાં, સુખ માર્ગ સોધનારજી;સ.
જથા જુઓને એ જુજવા, કેવા જુદાછે મત્તજી;
સર્વ મત્તનો સાર સોધીને, શાહો સુખ રૂપી સત્યજી;સ.
સ્નેહ જુઓ સબંધી તણા, સરજ્યા સ્વાર્થિક કારજી;
સ્વાર્થ સરે સ્નેહ છોડશે, અરે ન આણી લગારજી; સ.
સાચો સ્નેહી કોણ જાણવો, જે સુખ આપે અપારજી;
સગુંણી પ્રિતે સુખ સાંપડે, તરેને તારનારજી; સ.
ઉપદેશ આત્મ સુખના, આપે તેતો સદાયજી;
ઇશ્વરનું શર્ણ મિલાવશે, અંતે અતિ સુખ થાયજી; સ.
સમજી એમ સગુંણી જનો, સોધો સગુંણીનો સંગજી;

દયાનો માર્ગ દરસાવશે, કરશે ભ્રાંતિનો ભંગજી;     સ.
જુગદિશ કાંઈ જુદા નથી, નીરખ્યાં નામ અનેકજી;
ઇશ્વરતો લાભ આપશે, જેને જેવોછે ટેકજી;     સ.
અધિક ઓછું કોઈ નહીં, એવો ઇશ્વરી ન્યાયજી;
વાંકનુ ફળ પ્રભુ આપશે, સદા સગુંણીને ચાહ્યજી; સ.
માટે માનિ વાત જીભાઈની, સર્વે સગુંણીજ થાઓજી;
રાયચંદ કહે રૂડિ રીતથી, આપ મોક્ષેજ જાઓજી; સ.

जुगार विषे उपदेश लावणी.

देखा नहीं कछु सार जगतमां देखा नहीं कछु सार मोह
वींशे मत लपटावो यारो देखा नही कछु सार.
બડા બુરાહે જુવાર યારો બડા બુરાહે જુવાર;
સમજુ જન સંગત નહિ કરનાં,બડા બુરાહેં જુગાર.
જે જન એ લતમાં લીપટાયા હો ગયાહે ખુવાર;
અતી અધર્મી એહી માર્ગહે, અવગુંણ અપરમપાર;
અવગુંણ અપરમ પાર;     યારો બડા. १
અંગ વિષે અજ્ઞાન નિપાવે, લક્ષણ લોભ તૈયાર;
જરૂર જુઠકો જોર હુવે તબ, કપટથી ચાલે કાર.
કપટથી ચાલેકાર,     યારો બડા. २
સુભ યત્નકું એહી છુપાવે, અસુભ યત્નશે પ્યાર;
શોખ સોગઠ બાજી પાનાસેં, રખતા નરો ગુમાર.

રખતા નરો ગુમાર, યારો બડા. ૩

મુર્ખ જીવ મનમાં નહિં લેતા, શું એ ઉધમશેં સાર;
જીવન સારકા જેહી સાસ્રહે, એહિ સંગતશેં ઉદ્ધાર,
એહિ સંગતશેં ઉદ્ધાર, યારો બડા. ૪

એશી બાત બિશારી કર્મ હીંન,જુવાર માર્ગ જનાર;
જ્યું જ્યું ઉનકા સ્નેહ કરે જબ,ત્યું ત્યું લોભ થનાર.
ત્યું ત્યું લોભ થનાર, યારો બડા. ૫

લાછ લાલચશેં જ્યાં વશ હુવે, નહી સુલટું સુજનાર;
છતે ચક્ષુએ અંધ હુવે અહી, કષ્ટકુપ પડનાર.
કષ્ટ કુપ પડનાર, યારો બડા. ૬

જેહીં મનુસ્યકી હુઈ મતી એશી,સુખી ન હુવા લગાર;
ખ્યાત ખોઈ એહી ખોટા માર્ગશેં, પુરા પડયાહે પેંજાર.
પુરા પડયાહે પેંજાર, યારો બડા. ૭

જે જન ઉનકા રખે મિલાપન, અતી હેરાન હોનાર;
નઠોર ચોરને ચુગલ છિનાળી, એશા ઉનકા ભાર.
એસા ઉનનકા ભાર, યારો બડા. ૮

લાભ જાની ઉનકી સંગ ઝુઝે, બનુ જરવંત અપાર;
ખોટી ખંતશે હુવે ખુરાબી, ખુવે ઉલટા ઘરબાર.
ખુવે ઉલટા ઘરબાર, યારો બડા. ૯

જુગાર દાંમકા અલ્પ સુખહે,આવ્યા એહિમાર્ગજનાર;

ખરા ઉદ્યમશેં ધન મિલવેલા, અતિ એહિ સુખ દેનાર.
અતિ એહિ સુખ દેનાર, ચારો બડા. ૧૦
જરૂર માનો તમ હે જન સર્વે, નક્કિ નિશેધ જુગાર;
રહો અળગા આપ અતિ અંતરશે, ખરૂં માની સૌ ચાર.
ખરૂં માની સૌ ચાર, ચારો બડા. ૧૧
પાંડવરાય પુરા બળવંતા, સદા સત્યે ચાલનાર;
ખરી શ્રુતિ નિજ ભંગ કરીને, રમીયા પોતે જુગાર.
રમીયા પોતે જુગાર, ચારો બડા. ૧૨
નિતિવંત નળરાય થએલા, રમીયા એહી જુવાર;
લાજ રાજ બહુ સુખ ગુમાવી, દુઃખી હુવા નિર્ધાર.
દુઃખી હુવા નિર્ધાર, ચારો બડા. ૧૩
સત્યવંત જનો જુગાર રમેલા, હુવા બેહાલ એવાર;
લાજ રાજ્ય સુખસાજ ગુમાવી, રવડ્યા રાનમોઝાર.
રવડ્યા રાન મોઝાર, ચારો બડા. ૧૪
સત્યવંત હતા પણ સંકટ સાથી, કીધો રતિ ન વિચાર;
બુરા માર્ગશેં કર્યું સંગ કરીએ, શું તે હીત કરનાર.
શું તે હીત કરનાર, ચારો બડા. ૧૫
સુજ્ઞ હતા તે તુર્ત સમજીયા, બડા નિશેધ જુગાર;
લંપટ લોભશેં અતિ દુખિ હુવા, કષ્ટ ત્રશના કરનાર.
કષ્ટ ત્રશના કરનાર, ચારો બડા. ૧૬

સત્ય હતું તો સંગ તજાંચ્યો, અસત્ય ત્યાં શો આધાર;
કર્મ હિંનકું કોન બતાવે, માર્ગ અતિ સુખકાર.
માર્ગ અતિ સુખકાર, યારો બડા.૧૭
જીવે જ્યાં લગી એશા જીવો, ન માઠી લત મુકનાર;
અઘોર પાતકી એહી પ્રાણીઆ, નર્ક દુખ લેનાર.
નર્ક દુખ લેનાર, યારો બડા. ૧૮
રહ્યા બાઝિ શું બુરા માર્ગશેં, અટાટ દુઃખ વેપાર;
વધુ વધુ ઉનકી પ્રિત કરે ત્યમ, પડે પુરાજ પ્રહાર.
પડે પુરાજ પ્રહાર, યારો બડા. ૧૯
સમજી એમ સંગત સૌ તજશો, તોડી લોભકા તાર;
ખરા ઉદ્યમશેં મન મિલાવી, સોધો માર્ગ હિતકાર.
સોધો માર્ગ હિતકાર, યારો બડા. ૨૦
નેષ્ટ જુગાર અવર જે અવગુણ, કરો ત્યાગ સૌ યાર;
વધે કીર્તિ બહુ બધા વિશ્વમાં, પરમ સુખ પ્રસ્તાર.
પરમ સુખ પ્રસ્તાર, યારો બડા. ૨૧
કહે જીભાઈ રહી દુર દુર્ગુણશે, ગ્રહો સગુંણ હથિઆર;
સરસ ગુંણ રાયચંદ કહે સંવરો, કહું હું વારંવાર;
કહું હું વારંવાર, યારો બડા. ૨૨

બીજો ભાગ સમાપ્ત.

# ત્રીજો ભાગ.

॥ શ્રી બહુચર સ્તુતિ રાગ સનખલપુરી સમહરે ॥

બરદાળી બહુચરીયાંરે, બાળતણી અરજી;
હર્શથી સ્વિકારીરે, લજ્જા રાખી મરજી.
મા મોટી આશ મારેરે, શર્ણ તણી સાચી;
કુબુદ્ધિથી કુટાણોરે, ઉમરતો હતી કાચી.
કુકર્મો કીધેલાંરે, કોડે કરી કરથી;
અજ્ઞાનમાં અંધેરે, ધરી ન ધાક ધરથી.
પાપથી પહોંચેલોરે, ફર્યો હું અતી છળમાં;
દેહના અભિમાંનેરે, બોલું હું ઘણા બળમાં.
ક્રોધથી વીરોધેરે, મા હું મોટા કરતો;
સુજ્ઞાની સુબોધેરે, જરા ન કરણ ધરતો.
કપટો હું કુટાયોરે, કુડાં કર્મો કરતાં;
હવે મા હું હાર્યોરે, જ્ઞાનમાં ધ્યાંન ધરતાં.
નિહાળીને જોયુંરે, જાણ્યું આતોછે જુઠું;
કોઇ નહીં મારૂંરે, હૈયું શું મારૂં ફુટયું.
હાય આતો હલકોરે, હાથે કરીને થયો;
માતુ ને વીશારીરે, શામાટે છેટો ગયો.
શું આતો અવળુંરે, માતુ મુજને શુઝયું;

કર્યું નહિં સવળુંરે, જ્ઞાન જરા ન બુઝયું.
હવે લહો શર્ણેરે, અવગુંણ વીશારી;
પાપો માફ કરશોરે, દિલમાં દયા ધારી.
કરો ન જરા અળગોરે, મા મુજને તો તમે;
સંકટથી ઉગારોરે, આવીને આરે સમે.
જો આપ નહીં આવોરે, વલે શી થશે મારી;
ઘટે નહીં તમનેરે, રહો બાળ વીસારી.
ઊઠો અલબેલીરે, આગળ થાશો જ્યારે;
સર્વે કામ સાચાંરે, છભાઇનાં થશે ત્યારે.
દયાળું મા મોટીરે, સેવકની સાહ્ય કરો;
રાયચંદ બાળનીરે, સ્તુતિ આ કર્ણે ધરો.

आत्महीत मार्ग(आत्म ज्ञानथी उत्पन्न थएलो जीवन उपदेश के जेथी आ संसारनां जन्ममर्णनां कष्टो नाश पामे.)

આ નિચે લખેલા ધર્મસાસ્ત્રમાં વાંચનારાઓએ ઘણો વિચાર કરી પોતાના આત્માના વિષે વીચીક્ષણ જ્ઞાનથી માંહેના ગુંણો પોતાના હૃદયમાં ઉતારવાને તેમાંથી ખરા તત્વના ગુંણો ગ્રહણ કરી લેવા.

(ऐज सगुणी आत्मानो धर्मछे,) इश्वरी नियमनुं निश्चेपणु. (अने जग्त उत्पाति तथा नाश विषे खुल्ली बीना.)

પ્ર. ભાઈ આ જગ્તનો બનાવનાર કોણ હશે?

ઉ. જગતકર્ત્તા પરમેશ્વર છે.

પ્ર. તેમને રહેવાનું સ્થળ કયાં હશે?

ઉ. સર્વ વ્યાપીક ઇશ્વરછે પરમેશ્વર વિના કોઈ પણ જગ્યા ખાલી નથી.

પ્ર. પરમેશ્વર કેવા સ્વરૂપે કરી રહેલાછે?

ઉ. જ્યોતીશરૂપે કરી પરમેશ્વર રહેલાછે.

પ્ર. એવા જે જ્યોતીશરૂપીછે ત્યારે તેમના સ્વરૂપનું તેજ આ જગતના વિષે શી રીતે પસરાએલુ હશે?

ઉ. જેમકે આપણે સુર્યના સામા કાચના જેટલા તખતા ધરીએ તેટલામાં સુર્યનો પ્રકાશ નજરે પડેછે. તેની પેઠે આ જગતમાં સર્વ ઠેકાણે સર્વ જીવોની માંહી અંશ કરી રહેલા એવા જે પરમેશ્વરનું તેજ આ પૃથ્વી વિષે પસરાએલુંછે.

પ્ર. આ જગતનો નાશ હશે કે નહીં?

ઉ. જગતકર્ત્તાના સ્વરૂપીપણા ઉપરથી જણાઈ આવેછે કે જગત અનાદી કાળછે.

પ્ર. કેટલાક તો એમ કહેછે કે મહા પ્રલય થાયછે ત્યારે અવનીનો નાશ થાયછે?

ઉ. પૃથ્વીનો તો નાશજ નથી.

પ્ર. પૃથ્વી ઉપર જે જીવો રહેલાછે તે કેટલા કાળોથી હશે, ને તે કયા કાળે નાશ પામશે?

ઉ. પૃથ્વી ઉપર જે જીવો રહેલાછે તેઓ તો સદાય છે, છે, છે, તે જીવોનો તો કોઇપણ કાળે નાશ થતો નથી, જીવતો સદાય અમરછે. પણ તેના દેહનો નાશ થાયછે.

પ્ર. ત્યારે તે જીવને દેહ શા કારણથી ધરવો પડતો હશે?

ઉ. તેના કર્મના આવર્ણે કરીને તેને દેહ ધરવાપડેછે.

પ્ર. ત્યારે તે જીવને દેહ ધરવાપણું કયારે બંધ થતું હશે,

ઉ. જ્યારે તેનાં સર્વ કર્મનો નાશ થાયછે. ત્યારે તેને દેહ ધરવા પણું રહેતું નથી.

પ્ર. ત્યારે જ્યાં જીવનું દેહ ધરવાપણું બંધ થયું. ત્યારે તે જીવ પછી કયાં જતો હશે. ને શી પદવીને પામતો હશે?

ઉ. તે જીવ પોતાના મુળ સ્થાનકે એટલે પરમેશ્વરના ધામમાં જાયછે ને મોક્ષ પદવીને પામી અમર થાયછે.

**चेतवणी जीवने समजवा माटेज उपदेश.**

અરે તમે સર્વ વિચાર કરી જુઓકે, આપણે કોણ છીએ. અને કયાંથી આવ્યાછીએ. ને કયાં જશું. અને અહીંઆં આવવું શા કારણથી થયુંછે. અને શું કરવા આવ્યા છીએ.અને શું કરીએ છીએ.અને તે આવવુ જવું શું કરવાથી બંધ થશે. તેનો વિચાર સર્વ સુજ્ઞાની જીવોએ પોતાના હૃદયના વિષે કરી તેનું નિશ્ચેપણુ પોતાના મનની સાથે કરવું. ( એજ જીવને સુખ આપનારછે. ) प्रथम जीवने ओळखवा विषे. તે કેવી રીતે કે આ જીવછે તે ઘણાંજ કાળોથી અનેક પ્રકારનાં કર્મોવડે કરી આ સંસાર ચક્રના વિષે અનેક યોનીના વિષે અવતાર લઈ અતી સંકષ્ટ ભોગવતાં ભોગવતાં કાંઈક પુર્વેના સારા શચિંતે કરી શ્રેષ્ટ અવતાર જે મનુષ્યા તેને પામ્યો કે જેમાં સારૂં નરશું. અથવા પાપ પુન્યનું જાણવા પણું રહેલુંછે ને વળી તે અવતાર વિના મોક્ષપણ થતો નથી. એવો જે શ્રેષ્ટ અવતાર તે મનુષ્યા. जीवनुं आववापणुं. કે જીવના જેવા પુર્વેના લેણ દેણના સમંધ હશે તેવાજ સમંધે આ મનુષ્યા દેહમાં આવવું થયુંછે जीवने पामवा विषे. આ

દેહ કરીને જેવાં કર્મો બાંધશું. તેવાજ અવતાર તથા આયુષ્યને સુખ દુખ પામશું. જીવનું ફેર આવવું શાથી થયું. કે પુર્વેનું લેણું દેણું પુરૂ પાડવા માટે આવવું થયુંછે. અને શું કરવા આવ્યાછીએ. કે પુર્વેનું લહેણું પુરૂં પાડી નવું કર્મ નહીં બાંધતાં. શુભ ગુંણ જે સતોષ સાથે સ્નેહ કરવો.કે જેથી જ્ઞાન ઉત્પન્ન થાયછે, ને તે જ્ઞાને કરીને દયા ઉત્પન્ન થાયછે. ને તે દયાએ કરી તે કર્મ બંધાય તેવું બીલકુલ કામ બનતું નથી. તેથી અંતે તે જીવ નિશકર્મિપણામાં પ્રાપ્ત થાયછે. ને પછી મોક્ષ પદવીને પામેછે. એવું શ્રેષ્ટ કામ કરવા આવ્યા છીએ ) માટે આ દેહે કરીને આપણા જીવની વ્રતી આવા પરમસુખ પ્રાપ્ત કરનાર માર્ગના વિષે રાખવામાંથી કદાપી ચુકવું નહી.

અને શું કરીએછીએ. કે જે જીવનું અકલ્યાંણ કરનાર આ જગતની વ્યાધીછે. તેના વિષે લીંન થઇએછીએ. તે માયાવી મહાસાગરની માંહી પડવાથી; ઇશ્વર ઉપરથી આસ્તા ઉઠી જાયછે. ( એવા વિસ્વાસ વિનાના જીવો તથા માઠી ગતીના પામનારા જીવો પોતાનું ઉદર ભરવા માટે અનેક બાબતોમાં અતી

અનિતિ ભરેલાં કામો કરેછે. અને તેવી રીતે અનેક કર્મો બાંધેછે. માટે તેવા જીવોનું આ સંસાર ચક્રના વિષે વધારે ભટકવું થાયછે. અને જે લાભ લેવાના સમયમાં ઉલટી ખોટને આપનારો ઉદ્યમ આદરેછે) માટે એજ મોટામાં મોટી મનુશ્યા જીવમાં ભુલછે.)

जीवना संकष्ट वखते मागणी. આ સંસાર ચક્રના વિષે મોટામાં મોટું કષ્ટ જન્મને મર્ણનુંછે. ત્યારે જે વખત જીવનો જન્મ કે મર્ણનો સમય આવેછે. એ-ટલે એવા મહાદુઃખથી અમુઝાઇને ઇશ્વરને અતીશય કરગરે છેકે હે! પરમેશ્વર મને આ દુઃખથી છોડશો તો હવે હું તમારી ભકિતને કદાપી પણ નહીં ચુકુંને, તમારા નિયમને ઓળંગી નહીં હીંડું. એવી એવી રીતે અતીશય વખત મોટા પોકાર સાથે કરગરેછે. પણ તે વખતે પરમેશ્વર તે જીવની દ્રષ્ટે પડતા નથી. તેમ તે જીવને દુઃખ સુખ પણ આપતા નથી. કારણકે દુઃખ સુખ ભોગવવું તેતો જીવનાં કરેલાં કર્મો પ્રમાણે આવી મળેછે. ત્યારે તેમાં ઇશ્વરને શું દેવો, ને તેમ કરગર્યાથી તે જીવને પરમેશ્વર કેમ મુકશે, તેતો તેમના કાયદા પ્રમાણેજ શીક્ષા આપનાર છે. એમાં જરાએ

મીથ્યા સમજવું નહી એ ઉપર એક કહાણી નહી
हर कीशीका लेतहे, नही काशीकु देतहे जेशी जनकी
चाकरी तेसा तीनकुं देतहे. એ ઉપરથી એમ સમજવું
કે? પરમેશ્વરના નિયમ પ્રમાણે જીવને ચાલ્યા વિના
કદાપી પણ સુખ મળતુ નથી. जीवना खोटा विचार.
તેમાં કેટલાએક જીવો એમ વિચારેછે કે? આ સં-
સારના દુઃખથી ઝટ મરીએતો ઘણું સારૂં. પણ એમ
નથી જાણતા કે જ્યાં જ્યાં જીવ જશે, ત્યાં તેનાં કર્મો
પણ સાથેનાં સાથેજ રહેછે. માટે એવું ખોટું ધારવાથી
જીવને શું સુખ મળશે? जीवनो खरो विचार. તેમાં
જીવે એમ વિચારવું કે? જે જન્મને મર્ણનાં દુઃખોછે;
તેતો પોતાનાં કર્મ છે ત્યાં સુધી મટનાર નથી. પણ
જ્યારે જીવ પોતે પરમેશ્વરના નિયમ પ્રમાણ ચાલે; ને
ચાલીને જ્યારે નિશકર્મી, થાય ત્યારેજ અચળ પદવી-
ને પરમ સુખને પામેછે आपबळनो लाभ तथा खोट.
કેટલાએક જીવો એમ જાણેછે કે; જે આપણે સારૂં કે
નરશું કામ કરીએછીએ; તેતો સર્વ પરમેશ્વરની મ-
રજી પ્રમાણેજ થાયછે. તેમાં કેવી રીતે કે; સારૂં કામ
થાય ત્યારે કહેછે કે આપણે ભવિષ્યે બન્યું ને નરશું
થાય ત્યારે કહેછે કે પરમેશ્વરે કર્યું; ( આ કેવું ખોટું

ધારવું છે? અને કેવો અધર્મીક ભરેલો વિચાર છે)
એવા માઠી મતીવાળા જીવોનું શું કલ્યાણ થવાનું.
પણ એમ નથી જાણતા કે પરમેશ્વર તો દીનદયાળુ
છે. માટે તેમને ફોગટ દોષ દેવો તે જીવને ઘટીત ન-
થી. કારણકે; જો પરમેશ્વરજ જીવને સુખ દુઃખ આ-
પતા હોય; અથવા સારૂં હીણું કરતા હોયતો જીવમાં
સર્વ બાબતની જાણવાની શકિત આપવાનું કારણ શુ
રહે. વળી તેમ જો હોયતો જીવને પાપ તથા પુન્ય
શાનું ગણાય; અને કર્મબંધન પણ શાનું ગણાય;
અને જીવને જન્મમર્ણનું દુઃખ પણ શાને ભોગવવું
પડે. માટે સર્વ જીવોએ એમ જાણવું કે; મોટામાં મોટો
વાંકતો આપણોજ છે. તેમાં પરમેશ્વરને શીર બીલ-
કુલ પણ દોષ આપવો નહીં. ( તેમ ધારવું તે જીવનુ
મહા અજ્ઞાન છે) जीवनो देहा आचार. ઘણા ખરા જી-
વોમાં એવા એવા આચારને વિચાર રહેલા છે કે!
પોતાના દેહને સ્વચ્છ રખ્યા વિના ઇશ્વરની ભકતી
તથા પરમેશ્વરની પુજા ન થાય. અને જો કદાપી ના-
હ્યા વિના દરશન કરવા જાય તો નાહ્યા વિના પુજા
નથી કરતા. એવી એવી રીતે ઘણા ખરા જીવોમાં
રૂઢી રહેલી છે. जीवनो खरो आचार. આજે આચા-

રને વિચાર રહેલા છે તે સર્વે ખરાછે. પણ એમાં સ-
મજવાનું છે કે? જેમ આપણુ દેહના આચારને વિચા-
ર રાખીએછીએ; તેવી રીતેજ જો આપણા મનનો
આચારને વિચાર રાખીએ, અને આપણું મન સુદ્ધ
કરીએ, અને તે સુદ્ધ મન વડે કરી પરમેશ્વરની ભ-
ક્તી કરીએ તો જીવને પુર્ણ ફળ મળશે. आचारमां
जीवने समजवानुं. તેમાં જે આપણે નહાવા ધોવાના
આચાર રાખીએ છીએ તેતો ફકત દેહનેજ હીતકાર્ય
છે. ને જે આપણા ધર્મનો વિચાર વિવેક છે; તે પણ
આપણા દેહનાજ વહેવાર છે. પણ તેમાં પરમેશ્વ-
રની ભકતી કહેવાય નહીં; ને તેમાં જીવનું પણ હીત
થાય નહીં. धर्म करतां कर्म न बंधाय तेनो विचार. તેમાં
સર્વ જીવોએ વિચાર કરવો કે પરમેશ્વરની ભકતી
કરવી, ને આચાર વિચાર પણ રાખવો; પણ તેમાં
કેવી રીતે કે? પરમેશ્વરની ભકતી કરતાં કાંઇપણ કર્મ
બંધાય તેવું કામ કરવું નહીં. ને જ્યારે પરમેશ્વરની
ભકતી કરતાં કાંઇપણ કર્મ બંધાય તેવું કામ કરે, ત્યારે
પરમેશ્વરની ભકતી શાની કહેવાય? માટે કરીને સર્વે
જીવોએ પોતાનું મન સુદ્ધ કરીને પરમેશ્વરની ભકતી
કરવી, એજ ભકતી લાભકારક છે. समद्रष्टीपणे जोवुं.

કેટલા એક જીવ એમ જાણેછે કે; ફલાણા ધામમાં કે ફલાણા સ્થાન કે આપણે જઇશું; ત્યારેજ પરમેશ્વરનાં દરશન થશે ? પણ એમ નથી જાણતા કે જ્યાં જ્યાં જીવછે ત્યાં ત્યાં પરમેશ્વરજ છે. પરમેશ્વર વિના કોઇપણ જગ્યા ખાલી નથી. માટે એ ઉપરથી એમ સમજવું કે જ્યાં સુધી જીવની સમદ્રષ્ટી નથી થઈ ત્યાંસુધી તેના હીતનું તેનાથી કાંઇપણ કામ બનવાનું નથી. त्रीज नम्रता. તેમાં જે દેવદરશન કરવાં તેતો સંસારીક દેહા આચાર છે. પણ જ્યાં સુધી પોતાનું મન સુદ્ધ નથી થયું; ને જીવને સમદ્રષ્ટે વર્તવાનું જ્ઞાન નથી થયું; ત્યાંસુધી જીવન હીત યત્ન ફોગટ છે. ને હા ? જીવનું મન સુદ્ધ થાય; ને સમદ્રષ્ટે વર્તવાનું જ્ઞાન થાય; તે પણ કેવી રીતે કે? સર્વ ઠેકાણે પરમેશ્વર રહેલા છે, ને સર્વ જીવના વિષે પણ પરમેશ્વર અંશે કરીને રહેલા છે. તેમ જાણી સર્વે જીવને સરખા ગણે, ને સર્વ દેવને પણ સરખા ગણે, ને સર્વ જીવને તથા દેવને ઘણીજ નમ્રતા સાથે નમીને ચાલે; ને તેવી રીતે સંતોષ સાથે સ્નેહ કરી પરમેશ્વરની ભકતી કરેતો તેજ ભકતી શ્રેષ્ટ અને સુખની આપનારી છે. ( માટે સર્વ જીવે તેજ પ્રમાણે વર્તવાનું જ્ઞાન

રાખવું) ॥जीवनुं अज्ञानपणे पुण्य॥ તેમાં એવી રીતે કે હરકોઈ જીવને કાંઈ પણ કષ્ટ પડવાથી પોતે પોતાનું કષ્ટ નિર્વાણ કરવા માટે પોતે ઘણાજ રસ્તે પૈસો વાપરી પુન્ય કરેછે. અથવા જીવના અંતકાળના સમયે પણ તેના હેતુઓ તે જીવનું કષ્ટ.નિવાર્ણ કરવા માટે ઘણુંજ પુન્ય કરેછે. ને તેને મરી ગયા પછી પણ ઘણોજ પૈસો વાપરેછે. પણ તેમાં તે જીવને કાંઈપણ પુન્ય થતું નથી, તેમ તેનું કષ્ટ પણ નિવાર્ણ થતું નથી. તેમાં એમજ સમજો કે ? જો સામાના જીવને પુણ્ય કર્યું. પણ જો કદી તે જીવ પુર્વેનો લહેણીઆત હોયતો લહેણું લઇને છુટે, ને જો કદી લહેણીઆત ન હોયતો પાછો તે જીવ અવતાર લઈ તે દહેણું દઈ પુરૂ પાડે. પણ જીવે જેવી રીતે કર્મ બાંધ્યાંછે, તેવી રીતેજ તેને ભોગવ્યા વિના કદાપી પણ છુટકો થનાર નથી.॥पाप निर्वाण करवाना खोटा विचार॥ જો કદાપી એમ કરે પુન્ય થાય ને પાપ હઠી જાય, ત્યારે તો ઘણા પૈસાદાર જીવો ઘણો પૈસો ખરચી પોતાનું તથા બીજા જીવનું પાપ નિર્વાણ કરે, ને પુન્યનો વધારો કરે. પણ એમ સમજવું તેતો તતંદર અજ્ઞાનજ છે. પણ જ્યારે જીવે નિશપાપીપણું

પૈસો મેળવીને પુન્ય કર્યું હોય તો તેજ તેના લાભમાં ગણાયછે.॥पुन्य करवानुं ठेकाणुं॥પુન્ય કરવામાં ખરૂં જોવા જઇએ તો કહેવત છે કે (सपात्रेदान) તેમાં શું સમ-જવુંને સપાત્ર જીવ કોને જાણવો કે? જે જીવ આપણું પુન્ય કરેલું અંન્ન જમીને નિશ પાપીપણે પરમેશ્વર-ની ભકતી અહોનિશ કર્યા કરે, તેવાજ જીવને પુન્ય કરવાનો ધર્મછે. તેમાં વળી સુજ્ઞાની જીવોએ તો એમજ ધારવું કે આ મારો પૈસો સારે રસ્તે-થી આવ્યોછે. ને સારે રસ્તે વપરાય છે. તેમાં આપણે પુન્ય પાપ શું જાણવું ? ને આપણ શું કરી બેઠીએ? તેતો સૌ સૌના પુન્યનુંજ ખાયછે. એમજ ધારવું. ( ને એજ સુજ્ઞાની જીવનો ધર્મછે. ) તે ઉપર કહાણી जीवजीवके आशरे; जीव करत हेराज; तुलशी रघुवरके आशरे क्युं बीगडे कोकाजः ) માટે સુજ્ઞાની જીવ હશે તેતો એવાજ માર્ગે ચાલશે; ને એવીજ મ-ત્તી રાખશે. ) खरी नितिनो मार्ग तथा जीवनी अन्न-ल्लाईनोठपको પ્રથમ જીવને સમજવા લાયક એછે કે? આ દુનિઆમાં આવ્યા પછી આપણુને ખરો લાભ તથા ખોટ મળવાનો સમય કયોછે; ને તે સમય કયારથી આવી મળેછે. તેમાં તો એમજ જાણો કે; જ્યારથી

જીવ અનાજનો ભક્ષ કરવા માંડેછે. ત્યારથી તેને ક-
ર્મ બંધાય છે. પણ તેમાં વળી જ્યારે જીવની જુવા-
ન અવસ્થા આવેછે; ત્યારે તેનામાં સારૂં હીણું જાણ-
વાની વધારે શક્તિ રહેલી હોયછે. ત્યારે તેજ સમયમાં
જીવ જો સારે અથવા નરસે ચાલે તો તે જીવને તેવોજ
રંગ બેસેછે. ને તે બેસેલો રંગ વૃધ્ધા અવસ્થાને
છેલ્લે જીવના દેહનો નાશ થવા સુધી પણ તે બેસે-
લા રંગનો ગુંણ જતો નથી. रंग कोनो नहीं जवानो
કે જે જીવમાં અજ્ઞાનરૂપી કાળાશને પીતળની જાત
જેવા ગુંણ રહેલા છે તો તેવાજ જીવને બેસેલો રંગ
જતો નથી. તેમાં કેવી રીતે કે? જે પીતળ છે તેને હ-
રકોઇ જીવ સુવર્ણ કરવું ચાહી તેના ઉપર અતી યત્ન
કરે; પણ તે પીતળમાંથી કદાપી કાળે પણ સુવર્ણ
બનતું નથી. તેવીરીતેજ અજ્ઞાનરૂપી કાળાશ, ને પી-
તળની જાતના જેવા ગુંણવાળા જીવોને જો કોઇ સ-
ગુંણી જીવ તેને દુધરૂપી જ્ઞાન એને સુવર્ણ રૂપી ગુંણ
વડે કરીને તેવા જીવોને સારો ઉપદેશ આપેતો તે
સારો ઉપદેશ નહીં ધરાવતાં ઉલટા સગુંણી જીવના
ઉપર ખેદ પામી તેના દેહને કષ્ટ આપી તેનું અપ-
માન કરેછે. તે ઉપર એક કહાણી मुकामां लाम याय

તો તેની પાસે લીલું હોય તે દાઝે તથા બળી પણ જાય ) તેવીરીતેજ સુજ્ઞાની જીવને નઠારી મત્તીવાળા જીવો સતાવે. પણ ઉલટું તે નઠારી મત્તીવાળા જીવોનેજ કર્મ બંધાય છે. ને સુજ્ઞાની જીવને તો ફકત દેહનેજ કષ્ટ પડેછે. પણ તેમના સત્યધર્મને તથા તેમની નેકીને તો કાંઇપણ ખામી લાગતી નથી. માટે તેમાં એમજ સમજવું કે ( भला भलाई नहीं मुके ने बुराबुराई नहीं मुके ) એ ખરૂંજ ધારો. તેમાં વળી જેવાં જીવનાં કર્મ હશે; તેવાંજ તે કામ આદરશે; ને તેવાં બીજ પણ વાવશે; ને જેવાં બીજ વાવશે તેવાં વ્રક્ષો થશે; ને જેવાં વ્રક્ષો થશે; તેને તેવાં ફળો બેસશે; ને જેવાં ફળો બેસશે; તેવાંજ તે જીવ જમશે. માટે કરીને એમ સમજવું કે જીવનાં કર્યાં જીવનેજ ભોગવવાં પડશે.

પ્રથમ જીવને ચેતવણી કેટલાએક જીવો પોતાની જુવાની અવસ્થામાં નિશેધ કર્મો કરેછે. ને જે લાભ લેવાના સમયમાં ઉલટી ખોટને આપનારો ઉદ્યમ આદરેછે. તેપછી જ્યારે પોતાની વૃદ્ધા અવસ્થા થાયછે. એટલે તેનાં કરેલાં કુકર્મો તે જીવના ધ્યાનમાં આવી તેનો નિશ્ચય થાયછે. પછી તે જીવ ઘણોજ શો-

ચ કરેછે. ને પરમેશ્વરની પાસે માફી માગીને કહે છે કે હે; પરમેશ્વર મારાં કુકર્મોનો નાશ કરો. ને મને હવે સુખની પ્રાપ્તિ કરો. એવી રીતે વિશેશ વિનંતી સાથે કરગરે છે. પણ તે જીવને તેમ કરે શું? સુખ મળવાનું છે. અને પરમેશ્વર તેને શું? સુખ આપશે.

ખરોજ સમય. આ સંસારના વિષે ખેડુત લોકોનો ખરો સમય જે અસાડ માસછે. તેમાં સર્વ ખેડુતો સારા લાભ ધારીને કેવીરીતે વરસાદની રાહ જુવેછે. ને પોતે વાવેતર કરવા સારૂ કેવીરીતે તૈયાર થઇ રહેલા હોયછે. તેમાં વળી પોતાના મનમાં એમ વિચારે છે કે આપણે અસાડ માસનો વરસાદ થતાંજ વાવેતર કરવામાંથી કદાપી પણ ચુકવું નહીં. તેવી રીતેજ આ જીવનો અસાડો વખત જુવાની અવસ્થા છે. માટે કરીને જો કોઇ જીવ અસાડા માસમાં ચેતીને સારી જમીન તથા સારાં બીજનું વાવેતર કરશે; તો તેના ભવિષ્ય પ્રમાણે તેના ખેડની મહેનત તેને આવી મળશે. જો કદાપી જુવાની રૂપી અસાડા દીવસને ભુલીને પછી બીજી રૂતુમાં વાવેતર કરશો તો પછી તમે પાહન પડી જશો. ને પાહન પડી ગયા પછી અસાડાની ની-

પજની આશા ધરાવશો તો તે મીથ્યા સમજવી. ને તેમાંનું તમને કાંઇપણ મળનાર નથી. માટે કરીને સર્વ જીવે પોતાના અસાડા વખતમાં લાભ લેવામાંથી કદાપી ભુલવું નહીં. ( એજ જીવને સુખ. )

जिवने कया वेवार प्रमाणे वर्तवुं. સગુણી જીવો એતો સારી રીતે દયા આણીને ઉત્યમ ધંધામાં પોતાની ભાવના રાખવીને બીજા જીવને સારે ધંધે ચઢાવવાની ખંત રાખવી તેજ સગુંણી જીવેનો ધર્મછે.

नबळा जीवनो नीचो रोजगार. નીચ બુદ્ધીવાળા જીવો પોતાનું પેટ ભરવા માટે પોતાનુંજ નબળુ ચાહીને નીચો રોજગાર કરેછે, અને એક જીવના માટે હજારો જીવની હીંશા કરેછે, તોપણ પોતાના મનમાં જરાપણ અરે આણતાં નથી. પણ એવું નથી ધારતા કે પુર્વે આપણે કેવાં કૃત્યો કર્યા હશે ? કે આપણે હાથે આવો નઠારો રોજગાર આવ્યોછે. અરે હે ? નઠારી બુદ્ધીવાળા જીવો તમે જો તમારૂં હીત જરા પણ ચાહતા હો તો તમે નીચો રોજગાર કરવો ત્યાગ કરો. અને કોઇ સારો ધંધો સોધી કરવા ચાહોતો તેમાં તમારૂં હીત ઘણુંજ થવાનું. અને અંતે તમે ઇશ્વર તરફથી માન્ય પામીને ઘણુંજ સુખ પામશો. सगुंणी

जीवने संपथी थता कायदा. कदी हे सगुंणी जीवो त-
मे सर्वे मळीने संप करी अने नीचो रोजगार कर-
नार जीवनी दुकाने तमे कांइपण वस्तु लेवा जवी
बंध करो तो ते जीवनो नीचो रोजगार कयां सुधी
चालशे; माटे करीने तमे तेनी दुकाने ज्यां सुधी ख-
रीदवा जशो त्यां सुधी ते नीचा जीवो नीचो रो-
जगार करवो कदापी बंध करनार नथी. माटे तमारूं
जवुं बंध करो. वळी तमे जशो तो तमने पण तेना
पापनो भाग आवशे. माटे समजीने तमे तेनी दुका-
ने जवुं बंध करो.

तेवुं करवाथी तेनी नीचो धंधो चालतो बंध
थशे. तेथी तेनुं पेटपोषण थशे नहीं: पछी अंते ते
जीव हारीने ते नीचो धंधो मुकी देशे. ने तमारो सारो
धंधो जोइने ते पण सारो धंधो आदरशे. माटे तेम
करवामां तमने मोटो लाभ मळशे. अने ते जीवने
पण लाभ थशे. जीवनुं उलटुं समजवुं. वळी तमे एवुं
वुं समजता हशो के; ते जीव करेछे तेमां आपणे शुं,
ते करेछे माटे तेनेज भोगववुं पडशे. पण तेम नथी
जाणता के तमारी आशा धरावीनेज ते नीचां कर्म
करेछे. वळी जो तमारे ते वीश दाखलो जोवो होयतो

તમે જેવા તેની દુકાને દરરોજ જતા હતા તેવુંજ તમે તમારૂં જવું બંધ કરીને તમારા ઘેર બેસી રહેશો? એટલે તરત તમને તે દાખલો મળી આવશે. માટે કરીને સર્વે જીવોને એમજ કહેવાનું છે કે તમે તમારા ધ્યાનમાં વીચાર કરીને ચાલશો. તોજ તમને ફાયદો થશે. ને જો દેખાદેખી તથા વીચાર વીનાનું કામ કરશો તો તમનેજ ગેરફાયદો થશે.

**देहनुं हीत चाहतां जीवने बंधाता कर्म.** વળી હે નઠારી મતીવાળા જીવો, તમે તમારા દેહને પુષ્ટ કરવાને તથા સ્વાદરૂપી સુખને ઇચ્છીને અભક્ષ કરોછો! ને તમારા દેહને વહાલો ગણીને બીજા જીવના દેહને નુકસાન કરોછો ? પણ તમે મન વિશે જરા પણ વીચાર નથી કરતા કે જેવો આપણો દેહ આપણને વહાલોછે. તો તે જીવને પણ તેનો દેહ તેવો વહાલો કેમ નહીં હોય; માટે તે વીશે વીચાર કરીને તમારા ધ્યાનમાં ઉતારશો તો તરત તમારા સમજવામાં આવશે. વળી તમારા દેહને તેવું મીથ્યા સુખ આપીને તમે તમારા જીવને અતીકર્મ બંધાવોછો. પણ એમ નથી જાણતા કે દેહ તો જુઠીછે. કારણ કે તેનો નીયમ પુર્ણ થયો એટલે સુજે તેવી મજબુત હશે,

ને સુજે તેવું તેનું જત્ન કર્યું હશે, તોપણ તેનો નાશ થતાં જરા પણ વાર લાગનાર નથી. માટે એવા જુડા દેહના માટે જે સાચો જીવછે તેને કર્મ બંધાવોછો, તે કેવું ગેરઇન્સાફી ભરેલું કામછે ? વળી તમે એમ ધારો કે જીવતો અમરછે. ને દેહતો ક્ષણભંગુરછે. માટે દેહનો ફાયદો ધારીને જીવને કર્મ બંધાય તેવું કાંઇપણ કરશો નહીં. કારણકે જીવના કર્યા જીવનેજ ભોગવવાં પડશે. માટે આ નઠારો રસ્તો ત્યાગ કરીને તમારા જીવનું હીત ચાહીને તમે સારે રસ્તે ચાલવાની ઇચ્છા કરો જીવના ગુંના પ્રમાણેજ સજા. વળી બીજું કહેવાનું એછે કે, પરમેશ્વરને ત્યાંતો, સર્વે જીવ સરખાજ છે. ને ન્યાય પણ સરખોજ છે. માટે જે જીવે જેવો ગુંનો કર્યો હશે, તેને તેવીજ શીક્ષા પરમેશ્વર આપનાર છે. તેવું સમજીને તમે ચેતીને ચાલશો તો ઘણીજ સારી વાતછે. જીવને પોતાનાં खरांज मातुपीता ओळखवा विषे. આ દેહનાં માતુપીતા તે આ સંસારના વિશે રહેલાં છે. ને જીવનાં માતુપીતા તે પરમેશ્વર છે. તેમાં એમ સમજવું કે આ દેહ ખોટોછે. ને દેહનાં માતુપીતા પણ ખોટાંછે. તે જીવ સાચોછે ને જીવનાં માતપીતા પણ સાચાંછે.

પણ તેવું નહીં સમજતાં ઘણા જીવો સંસારીક માતુ-
પીતાને સાચા માનીને તેની ડર ધરાવીને ચાલેછે.
ને તે જે રસ્તો બતાવેછે, તે રસ્તા પ્રમાણે ચાલેછે.
ને જે કામ બતાવેછે, તે કામપણ કરેછે, પણ તેમાં
સારા હીણા રસ્તાનું તથા સારા હીણા કામનું. નિશ્ચે
પણ કર્યા વિના કરેછે. તેથી તેને કર્મ બંધાયછે. ને
વળી બીજા સંસારીક અનેક કુકર્મો તમે તમારા
માતુપીતાની ડર ધરાવીને તથા બીજા સંસારીક
જીવોની ડર ધરાવીને ગુપ્ત રીતે કરોછો, તથા સંસા-
રમાં મળતા રહીને પણ અનેક પ્રકારનાં કર્મો બાં-
ધોછો. પણ તે સર્વમાં ઇશ્વરનું કાંઇપણ અજાણપણું
રહેતું નથી. તેતો તમે જે કરોછો તે સર્વપણ દેખેછે.
માટે કરીને આ જુઠીદેહનાં માતુપીતા તથા જુઠા
સંસારીક જીવોની ડર ધરાવોછો, તેવાજ તમે જો
જીવનાં સાચાં માતુપીતા જે ઇશ્વરછે, તેની ડર ધરા-
વીને ચાલો તો તમારૂં કેવું હીત થાય, ને તમારા
હાથે કુકર્મો શી રીતે બને, માટે સાચા માતુપીતાની
ડર ધરાવીને સાચા દીલથી ચાલશો તો સુખ પા-
મશો. નહીંતર કદાપી પણ સુખ મળનાર નથી તેમ
ઇશ્વર પણ કદાપી છોડનાર નથી. એવું નિશ્ચેજ સ-

ભજો વલી જીવને બીજું સમજવાનું. વળી હે સર્વે જીવો તમે સમજોછો કે જે આ સંસારીક માતુપીતાછે તેતો તનંદર સ્વાર્થનાંજ સગાંછે, માટે કરીને તેમનો એટલોજ ભય રાખવો કે, તે જે કામ બતાવે તેમાં સ્વાર્થછે. કે પરમાર્થ, તે બંનેનુ નિશ્ચેપણું કરવું. ને જો કદાપી તેમાં સ્વાર્થ હોયતો વીચાર કરીનેજ કરવું. ને જો પરમાર્થ, હોયતો ખુસી થઇનેજ કરવું. એજ જીવને સમજવાનું જીવને સંસારીક કામ ખોટ લાવવાથી સંસારીક માતપીતાનું માન તથા અપમાન. તે જેમ કોઈ જીવ તેના માતુપીતાની રજા લઇને. દેશાવર રળવા જાયછે. ત્યારે ત ઘણે વરસે ઘણું ધન રળીને પોતાના ઘેર આવેછે. ત્યારે તેનાં માતુપીતાનું માન્ય કેવી રીત પામેછે. ને કેવી રીતે વહાલો લાગેછે. ને તેમજ જો કદાપી આને આ જીવ દેશાવર જઇને પોતાના ગાંઠનું ધન ગુમાવીને નીર્ધન થઇ ઘણાં વરસે પોતાના ઘેર આવે, ત્યારે તેનાં માતુપીતા તેનું કેવું અપમાન કરશે, ને કેવી રીતે તેઓને અણુંખામણો લાગશે, તેનો વીચાર કરી જુઓ. જીવના સાચા માતુપીતાનું માન તથા અપમાન. એવી રીતેજ જીવના માતુપીતા પરમેશ્વર છે. ત્યારે તે પરમેશ્વરે

પોતાના પુત્રને આ સંસારના વીશે, રળવા મોકલે-લછે. ત્યારે જે પુત્ર સારો લાભ કમાઇને જશે, તો તે પુત્ર ઘણુંજ માન્ય પામશે. ને જે પુત્ર ખોટ ખાઇને જશે તો તે પુત્ર ઘણુંજ અપમાન્ય પામશે. એવી રીતેજ સમજવું. संसारकि खोटा लाभनी चाहना. તમે જેવા આજે સંસારીક માતુપીતાનું માન્ય પામવા માટે તમે જેવોજ ખટકો ધરાવોછો ? તેવાજ તમે જો જીવનાં સાચાં માતુપીતા જે પરમેશ્વર છે. તેમના તરફથી માન્ય પામવા માટે ચાહશો તો તેમાં તમારા જીવનું કલ્યાણ થવાનું. વળી તમે એમ જાણો કે, સર્વે પ્રાણીનાં સાચા માતુપીતાતો પરમેશ્વરજ છે. માટે તેમના તરફથીજ માન્ય પામવાની ચીંત્યા રાખશો ને ચેતીને ચાલશો. એજ ખરા સુખનો માર્ગ છે. जीवना सुखथी छलकाईने दुःख पामवानम उपाय. કેટલા એક જીવોને સંસારીક સુખ મળવાથી દયાને વીસારીને અનેક જીવોને દુઃખ આપીને કર્મ બાંધેછે. અને માયાની જાળમાં જરરૂપી કણકનો ભક્ષ કરવા સારૂ પોતાના જીવને તે જાળમાં ફીસાવેછે. પણ એમ નથી જાણતા કે પુર્વે આપણે કેવા કૃત્ય કરેલા હશે કે અત્યારે આપણને આવું સુખ મળ્યુંછે. ને આ ભવના

વિષે જેવાં કૃત્ય કરીશું. તેવાંજ સુખ બીજા ભવ
વિષે પામીશું. તેની ચીંતા તો બીલકુલ નહીં ધરા-
વતાં, પોતાની મેળવેલી પુંજીને ગુંમાવીને ઉલટા
નિર્ધનપણામાં આવી જાયછે. પણ પોતે એમ નથી
વીચારતા કે આતો આપણે પુર્વેની મેળવેલી બાજ-
રી ખાઇએ છીએ, ને બાજરી ખાઇ રહ્યા પછી પુર્વેનું
આપણું પુન્ય પુરૂં થઈ રહેશે. ત્યારે આપણે બીજા
અવતારમાં શું ખાઇશું? તેનો તો જરાએ વિચાર
કરતા નથી "આ કેવું અજ્ઞાનપણું."

संसारीक सुख नहीं मळवाथी सोच करनारा जीवोंने संतोष. વળી હે, સંસારીક લાભને ઇચ્છનારા જીવો.
તમે નકામી સોચના સામાટે કરોછો? કારણ કે જેવાં
તમોએ ગયેલા ભવમાં કૃત્ય કરેલાંછે તેવાંજ ફળો
આ ભવના વિષે તમે પામેલાછો. અને આ ભવના
વિષે જેવાં કૃત્ય કરશો, તેવાંજ ફળો આવતા ભવમાં
પામશો. માટે એવું નક્કીજ સમજીને તમો હીંમત રા-
ખો,ને જે દુઃખ સુખ પડે તે તમે સહન કરો,ને આવ-
તા ભવના સુખની ચાહના રાખીને ને તમારી વૃતી
દયા ઉપર વધારે રાખીને વધારે સારા લાભ આપે
એવાં કામો કરો. વળી ઇશ્વર ઉપર ખરોજ ભરોસો

રાખીને સંસારીક કામો નિશપાપીપણે હીંમત રાખીને કરશો તોજ તેમાંથી ખરા લાભ મળી આવશે. એવું નિશ્ચેજ જાણો. संसारीक खोटने देखीने दीलगीरी पामता जीवो. કેટલાએક જીવો સંસારીક ખોટને દેખીને મહા દીલગીર થઇ દુઃખ પામેછે. અને પરમેશ્વર પાસે સંસારીક લાભની માગણી કરેછે કે હે, પરમેશ્વર મને મારૂં આ દુઃખ ટાળીને સુખ આપો. પણ અતી અજ્ઞાની જીવ એમ નથી જાણતા કે આતો આપણે પુર્વે જેવાં કૃત્ય કરેલાં છે, તેવાંજ ફળ પામીએછીએ, તેમાં "પરમેશ્વરને શું દોષ દેવો" जीवने खरुंज सुख आपनार मती.

પણ જો કદાપી તમે સર્વે જીવો જેવા સંસારીક લાભ લેવાની ઇચ્છા રાખોછો, ને જુઠી આશા રાખીને આ સંસાર સાગરના વીશે જે જીવને ડુબાવનાર પાપરૂપી સેવાળ રહેલી છે તેને તમે વળગો છો, તે જેમકે કોઇ માણસ જળના વિશે ડુબતો હોય તેમાંથી બચવાનું ધારીને સેવાળને બાઝવા જાયછે. તેવી રીતે તે પાપરૂપી સેવાળને વળગવાથી તે જીવ શી રીતે તરશે. પણ જ્યારે જે આ સંસાર સાગરના વિશે જે સત્યરૂપી નાવ ચાલી રહ્યુંછે, તે નાંવનું જ્યારે

જીવને ખરીજ રીતે નિશ્ચેપણું થશે, ને દયારૂપી પગથીએ પગ દઇને તે નાવના વિશે જ્યારે જીવ બેસશે, ત્યારેજ તે જીવવીશ્વરૂપી વીશાળ સમુદ્ર ઉતરશે.ને અચળ પદવીને પરમ સુખને પામશે.

मनुस्यनी तथा पशुपक्षीनी मती ओळखवा विषे.

જીવનો શ્રેષ્ટ અવતાર જે મનુસ્યા;તેના વિષે પરમેશ્વરે સર્વ બાબતનું જાણવાપણું આપેલું છે. ને નિષકર્મી થયાપણું પણ તેના વિષે રહેલું છે. તેવો શ્રેષ્ટ અવતાર જે મનુસ્યા; તે વાત જીવોએ ધ્યાનમાં નહીં લેતાં, જે જીવને સુખ આપનાર આ પૃથ્વીના ઉપર સ્વાદીષ્ટ મેવા ફળફુલ વિગેરે ઘણીજ રસાળો ઇશ્વરે ઉત્પન્ન કરેલી છે. તેનો ઉપભોગ કરતાં મનુષ્યા જીવને નહીં આવડતાં, ઉત્પન્ન થતાં દુઃખો; તે કેવી રીતે કે વૃક્ષછે, તે જીવને ઘણીજ શીતળછાયા આપીને સાંતીને પમાડે છે. તે વાત પોતાના ધ્યાનમાં નહીં લેતાં, ઉલટા તેના ગુંણ ઉપર અવગુંણ કરવાની કલ્પના કરેછે. અને વળી અતીસુગંધી સુખ તથા સ્વાદીષ્ટ સુખ આપનાર, ફળફુલ મેવા વીગેરેનો બાગ હોયછે. તેના વીશે જઇને મનુસ્યા જીવ મહા વિશ્રાંતીને પામેછે. છતાં તેનો પણ ગુણ વીસારીને

ખોટી કલ્પના કરીને તે ફળફુલ મેવાનું છેદન કરેછે. વળી મનુસ્યા જીવની દેહને ઉભીરાખનાર અન્નને જળછે. માટે તે અન્નજળને વાપરતાં તેના વિશેથી ઉત્પન્ન થએલા જીવોને બચાવીને અન્નજળ વાપરવું. તેજ મનુસ્યા જીવનો ઉત્યમ ધર્મછે. તોપણ અજ્ઞાની જીવો તે અન્નજળનો ગુંણ વિસારી, તેના ગુંણ ઉપર અવગુંણ કરેછે. ત્યારે આ ઉપરથી સમજવું કે આવી મતીતો મનુસ્યા જીવની હોય નહીં. આતો તંતંદર પશુપક્ષીના જેવીજ મતીછે. માટે એમ જાણવું કે જે મનુસ્યા જીવની આવી મતી હશે, તે જીવને પશુપક્ષીના અવતાર જેવો જાણવો.

**મનુસ્યા જીવને ખરીજ લાભકારી મતી. તે કેવીરીતે** કે મનુસ્યા જીવને ખરો વીચાર એજ કરવો કે વૃક્ષછે,તેની તો છાયાનોજ રસ લેવો. પણ ડાળાંપાંદડાંને કાંઇપણ નુકસાન કરવું નહી. ( એજ મનુસ્યા જીવનો ખરો ધર્મછે ) વળી સરસ સ્વાદીષ્ટ સુગંધીવાળા બાગમાં જઇને મનુસ્યા જીવેતેનીસોભા તથા સુગંધી લઇ તેના ગુંણ ઉપર ખુશી થવું. પણ તેના ફળફુલને કાંઇપણ નુકસાન કરવું નહીં ( એજ મનુસ્યા જીવની સરસમતી જાણવી. ) વળી દેહને ઉભા

રાખનાર અન્નને જળછે. તેમાં મનુષ્યા જીવે એમ સમજવું કે અન્નને જળ શ્રેષ્ટછે. માટે તેને ઘણુંજ માન્ય આપવું. ને તેમાંથી પ્રગટ થએલા જીવોને ઘણાજ જત્ન સાથે બચાવીને પછી તેને વાપરવું. (એજ મનુષ્યા જીવને લાભકારક છે.) સાથી કે પોતાના જીવના હીતથી બીજા જીવનું નુકસાન થાયછે. ને કર્મ બંધાય છે. માટે એવી રીતે અનેક ઠેકાણે મનુષ્યા જીવે ચેતીને ચાલવું. પશુપક્ષીની મતી. પશુપક્ષીની મતી જુઓ કે જે નેષ્ટ અવતાર પશુપક્ષીનો છે. કે જેમાં કાંઇપણ પાપપુન્ય જાણવાની શકતી નથી. તથા ઇશ્વરને પણ ઓળખવાની શકતી નથી. અને ભક્ષ અભક્ષનુ પણ જેને ભાન નથી. તેવો નેષ્ટ અવતાર પશુપક્ષીનો છે. છતાં તેઓના ઘણા ખરા ગુણો ઉપરથી મનુષ્યા જીવને ઘણુંજ સમજવાનું છે. કે પ્રથમ તેમનામાં મોટામાં મોટો ગુંણ વિશ્વાસ, તથા સંતોષ, ને સૌ સૌના કુળમાં સંપ અને કરેલા ગુંણનું ઓળખવાપણું; ને કરેલા અવગુંણનું વીસારવાપણું, અને વળી સમાનું વરતવાપણું, તે સિવાય બીજા ઘણાએક ગુંણો જોવા જેવાછે. વળી પોતાનો કાંઇપણ સ્વાર્થ નહીં ધરાવતાં પોતાનાં છોરૂઓને પેડ

ઘણુંજ કષ્ટ ખમીને ઉછેરછે. (તે એક કેવું વીચારવા જેવુ છે.)

मनुस्या जीवोने समजवानुं. ત્યારે આ ઉપરથી તો મનુસ્યા જીવેતો ઘણોજ વીચાર કરવો જોઇએ કે જેને સર્વ બાબતનુ જાણપણું રહેલુંછે.

जाणवापणुं रहेलुं छतां मनुस्या जीवमां रहला अवगुंण.

પ્રથમ તો એક મોટામાં મોટો અવગુંણ તે અવિશ્વાસ, અને અસંતોષ,ને પોત પોતાના કુળમાં કુસંપ, અને કોઇના કરેલા ગુંણનું વીસારવાપણું, ને કોઇના કરેલા અવગુંણનું યાદીપણું, અને સમાનું નહીં ઓળખવાપણું, અને તે સિવાય બીજા ઘણાજ અવગુંણ રહેલાછે. તેમાં વળી પોતાનો પુરેપુરો સ્વાર્થ ધરાવીને તેમના છોરૂઓને ઉછેરછે, ને તેમાંથી જો, તેઓનો સ્વાર્થ પુરૂપુરો સરસે નહીં તો પોતાના છોરૂઓને ઘણુ સતાવેછે. ને તેમાં ઘણાખરા જીવો હરેક છળથી તેમના છોરૂઓના જીવની હાની કરેછે."ત્યારૅ આ કેવું પસ્તાવા જેવુંછે." ને આ ઉપરથીતો મનુસ્યા જીવોએતો મોટો વીચાર કરવો જોઇએ કે જે અજાણપણાવાળા પશુ પક્ષીઓમાં કેવા કેવા ગુંણો રહેલાછે. ને જાણપણાવાળા મનુસ્યા જીવોમાં કેવા કેવા

અવગુંણો રહેલાછે. તેનો ખરો વીચાર કરવો તે મનુ-સ્યા જીવનો ખરોજ હેતુછે. ને ઉપર કહેલા અવગુંણુનો નાશ કરી પશુપક્ષીના કહેલા ગુંણો તમારામાં દાખલ કરો, નહીતર હે, મનુસ્યા જીવો તમે નીચ વર્ગમાં ગણાશો. ને ઇશ્વરને ત્યાં તમે પશુપક્ષીના કરતાં ઘણુંજ અપમાન પામશો. સાથી કે ઇશ્વરે તમને સર્વ બાબતનું જાણવાપણું આપેલુંછે. છતાં તમે આડા ચાલોછો. માટે એવું સમજીને ચેતીને ચાલવું તેજ આત્મહીત માર્ગછે.

जीवने समजवाना शुद्ध मार्गो. આ સંસારના વિશે જીવ જનમ્યો તે ન જનમ્યા જેવો, ને જીવતો મુવા જેવો, ને મુવેલો જીવતા જેવો, તે કયા જીવનેજાણવો. કે જે જીવ આ જગતના વીશે જન્મ ધરીને સુજ્ઞાનવડે પરમેશ્વરને ઓળખ્યા. તેજ જીવને જનમ્યો જાણુવો. जनम्यो ते न जनम्या जेवो कया जीवने जाणवो. કે જે જીવે આ સંસારના વીશે જન્મ ધરીને પોતે અજ્ઞાનમાં અંધ થઇને, પરમેશ્વરને વિસારી નાંખી અતીશે અનિતિ કરી કર્મ બાંધે તો તેજ જીવને જનમ્યો તે ન જનમ્યા જેવો જાણવો. सदाय जीवतो कया जीवने जाणवो. કે જે જીવે આ જગતના વિશે આવી ને આત્મ લાભની

સારી વાસના કાઢી. તો તેજ જીવને સદાય જીવતો
જાણવો. जीवतो मुवा जेवो कया जीवने जाणवो. કે જે
જીવે આ જગતના વિશે આવીને આતમને અલાભનાર
જે દેહનાં સુખછે. તેના ઉપર વધારે મોહીત થઇને
સંસારીક મોટાઈ લેવાની વાસના કાઢવા ઉપર વ-
ધારે યત્ન કરેછે. તો તેજ જીવને જીવતો મુવા જેવો
જાણવો. देखतो अंध ने अंध देखतो कया जीवने जाणवो.
કે જે જીવને સર્વ સાસ્ત્રનું જાણવાપણું રહેલું હોય છ-
તાં પોતે અજાણ થઈ અવળો ચાલે, ને પરમેશ્વર
ઓળખી ન શકે, તો તે જીવને દેખતો અંધ જાણવો
अंध देखतो कया जीवने जाणवो. કે જે જીવ પોતાની
બે આંખે આંધળો હોય, ને જો તે જીવ પોતાના ખ-
રાજ જ્ઞાનવડે પરમેશ્વરને ઓળખે તો તે જીવને. આં-
ધળો દેખતો જાણવો. नानो तथा मोटो कया जीवने
जाणवो. કે જે જીવ જ્ઞાનીછે. તે જીવને મોટો જાણવો.
मोटो नानो कोने जाणवो. કે જે જીવ અજ્ઞાનીછે, તો
તે જીવને નાનો જાણવો नीच तथा उंच कया जीवने
जाणवो. કે જે જીવ ઉત્યમ જાતીમાં અવતરીને નીચ
જાતીના નીચા કામો કરે તો તે જીવને નીચ જાણવો.
नीच उंच कोने जाणवो. કે જે જીવ નીચ જાતીમાં

અવતરીને ઉંચ જાતીનાં ઉત્યમ કર્મો કરતો હોયતો તે જીવને ઉંચ જાણવો.

भारे तथा हलको कया जीवने जाणवो. કે જે જીવમાં નમૃતા રૂપી મહા ગુંણ રહેલો હોયતો તે જીવને ભારે જાણવો.

हलको कया जीवने जाणवो. કે જે જીવમાં અહંકારરૂપી અકડાઇ રહેલી હોયતો તે જીવને હલકો જાણવો. जीवनो सदाय सारो उद्यम. કે જે જીવનું ચીત આત્મહીત ધારી ઇશ્વર ઉપર રહેલું છે. તો તે જીવને સદાયે સારો લાભ આપનારો ઉદ્યમ છે. सदाय खोट आपनार उद्यम. કે જે જીવનું ચીત દેહનું સુખ ધારી સંસારમાં રહેલું છે તો તે જીવને સદાય ખોટ આપનારો ઉદ્યમ છે. धनवंतने निर्धन कया जीवने जाणवो. કે જે જીવ આ સંસારના વીશે ગરીબ હાલતમાં હોય, પણ જો તે જીવ પોતાના ખરા જ્ઞાન વડે પ્રભુને પુરેપુરા ઓળખી પોતાના જીવને સારો લાભ આપેતો તે જીવને સદાય ધનવંત જાણવો. निर्धन कया जीवने जाणवो) કે જે જીવ આ જગતના વિશે ઘણોજ ધનવાળો હોય, પણ જો તેને પરમેશ્વર ઓળખવાનું બીલકુલ જ્ઞાન ન હોયતો તે જીવને સદાય નિર્ધન જાણવો.

पापीष्ट अने धर्मीष्ट कया जीवने जाणवो. કે જે જીવ सर्वे જીવના ઉપર દયા રાખીને વિશ્વાસઘાત ન કરે તો તે જીવને પુરેપુરો ધર્મીષ્ટ જાણવો. (वहेले उठे लाभ तथा खोट, ने मोडे उठे लाभ तथा खोट.) કે જે જીવના વીશે આત્મજ્ઞાન રહેલું છે. તો તે જીવને વહેલે ઉઠે પણ લાભછે ને મોડે ઉઠે પણ લાભછે. ને જે જીવના વિશે અજ્ઞાન રહેલું છે. તો તે જીવને વેહલો ઉઠે તોપણ ખોટછે. ને મોડો ઉઠે તોપણ ખોટછે. चेतता जीव सदाय सुखी, ने चेतता जीव सदाय दुःखी. તેમાં એમ સમજવું કે જે જીવ પોતાનાજ જ્ઞાન વડે ઇશ્વરની ડર ધરાવીને ચેતીને ચાલે તો તે જીવને સદાય સુખી જાણવો. ને જે જીવ સંસારની ડર ધરાવીને ને દેહના સુખના માટે ચેતીને ચાલે; ને પરમેશ્વરની બીલકુલ ભય ન ધરાવે, તો તે જીવને સદાય દુખી જાણવો. जीवनो गुरु कोण જીવનો ગુરૂ મન त्यागी अने संसारी कया जीवने जाणवो. કે જે જીવને જરા પણ શંશય રહ્યા નથી તે. તે જીવને સદાય ત્યાગી જાણવો. ને જે જીવને શંશય રહેલો છે તો તે જીવને સદાય સંસારી જાણવો. ते उपर कहाणी॥ शंशय त्यां संसार सवायो नहीं शंशय त्यां नहीं मुळयायो. વળી ત્યાગી અને સંસારી એમાં સર્વે જી-

વોને ઘણુંજ સમજવાનું છે, તે કેવી રીતે કે જીવે સં-
સાર ત્યાગીને જંગલમાં જઇને ત્યાં નિવાસ કર્યો હોય,
પણ જો તે જીવના મનનો શંશય ન ટળયો હોયતો તે
જીવને સવાયો સંસારી જાણવો. ને જો જીવ સંસારમાં
રહેલો હોય, ને જો પોતાના મનનો શંશય ટળયો
હોયતો તે જીવને સંપુર્ણ ત્યાગી જાણવો. संसारमां
सार अने असार તે કેવી રીતે કે જીવને સમજીને ચા-
લવું તે સંસારમાં સારછે. ને અવળુ ચાલવું તે જીવને
સંસારમાં અસાર છે. વળી તેમાં એમ સમજો કે આ
સંસારરૂપી સમુદ્ર છે. તેની મધ્યે તરવારની ધાર જેવો
ભક્તીરૂપી માર્ગ છે. તેના ઉપર જો જીવ સંભાળીને
ચાલે, તો તે જીવ સંસારરૂપી સમુદ્ર પાર ઉતરી જાય,
ને જો જીવ જરા પણ ભુલીને આડો ચાલે, તોતે જીવ
ભક્તીરૂપી માર્ગ ભુલીને સંસાર સમુદ્રના વિશે પડેછે.
ત્યારે તે સંસાર સમુદ્રના વિશેથી માયારૂપી મોટાં મા-
છલાં આવીને વળગે છે. તો તે જીવને ઘણું સતાવીને
નુકશાન કરેછે."ત્યારે તેજ સંસારમાં અસાર જાણવો."

जीवने तरवाने बीजा उपर आधार. તે કેવી રીતે
કે કેટલાએક જીવ પોતાના મનમાં એમ ધારેછે કે ફ-
લાણા જીવની પાસે તરવારનું વહાણ છે. ને તેને તરતાં

પણ આવડે છે. માટે તે જીવ બીજાને તારશે; ને પોતે પણ તરશે. એવો ખોટો વીચાર કરેછે. પણ પોતે એમ નથી વીચારતા કે જો કદાપી તે વહાણ મધ્ય સમુદ્રના વીશે ડુબી જાય, ત્યારે તે વખત આપણે શી રીતે કરીશું? ને શા આધારે પાર ઉતરીશું? વળી જેને તરતાં આવડે છે, તેતો પાર ઉતરી જશે. પણ આપણુને તો તરતાંજ આવડતું નથી; ને આપણો તો સર્વ આધાર તરતાં આવડનાર જીવના ઉપરજ છે; ત્યારે તો હવે ડુબીને મરી જઇશું. માટે સર્વે જીવોને એમ સમજવું કે પોતાને તરવા સારૂ બીજા ઉપર આધાર રાખવો તે મહા અજ્ઞાન ભરેલી લતછે. તેમાં જ્યારે તમે પોતાનાજ બળવડે તરતાં શીખીને જ્ઞાનરૂપી વહાણમાં બેસશો, ત્યારેજ તમે આ સંસારરૂપી સમુદ્ર પાર ઉતરશો; નહીંતર સંસારરૂપી સમુદ્ર તરવો ઘણો કઠીન છે?

जीवनों खरोज गुरु कयो के जेथी जीवने सुखदुःख उत्पन्न થાય. તેમાં એવી રીત સમજવાનું છે કે કોઇ જાતવાન આંબાનું બીજ કોઇ માણસે વાવેલું હોય છે. તો તેમાંથી જાતવાન આંબાનું વૃક્ષ થાયછે. ને તે વૃક્ષ મોટું થયા પછી, જો તેની બરોબર ખાતરી ન

રાખે તોપણ તે વૃક્ષને તેના ગુણ તથા રૂતુ પ્રમાણે ફળ બેસેછે. પણ જ્યારે તે ફળ બેઠા પછી તેનો રખવાળ બરોબર ખાતરી રાખે તો તે આંબાના ફળો પરિપકવ થાયછે. ને તેમાંથી તેની મેળે શાખ થઇને ફળ નીચે પડેછે, ત્યારે તેને સર્વે લોકો એમ કહેશે કે ભાઈ, આતો શાખની કેરીછે.

પણ જો તે આંબાની તેનો રખવાળ બરોબર સંભાળ ન રાખેતો, તે આંબાનાં સર્વે ફળો પક્ષીઓ ખાઈજાયછે. અને તેની રૂતુ ગયા પછી તે સર્વે ફળોનો નાશ થાયછે. ત્યાર પછી જો તેનો રખવાળ શાખની આશા રાખી પોતે ફળો લેવા જાય, તો તેમાંથી તેને એકે સ્વાદીષ્ટ ફળ મળતું નથી. आ उपर कहेला दृष्टांत उपरथी सर्वे जीवोने समजवानुं કે આ દેહરૂપી પૃથ્વી છે. અને જાતવાન જીવરૂપી આંબોછે. તે જ્યારે પોતે જીવ જુવાન અવસ્થામાં આવી મોટો થાયછે, ત્યારે તેની રૂતુ પ્રમાણે ગુણરૂપી ફળ આવી બેસેછે. ને તે જીવની ખરી અવસ્થા જે જુવાની છે, તેનો રખવાળ જે મનછે. તે રખવાળ જો બરોબર રીતે આંબારૂપી જીવની ખાતરી રાખે, તો તેમાંથી આંબાનાં સર્વે ગુણરૂપી ફળો પરીપકવ થાયછે. ને પછી તેમાંથી જીવ ગું-

ણરૂપી ફળવડે કરી શાખ થઈ જન્મ મર્ણના દુઃખથી છુટી જાયછે. "પોતાનાજ જ્ઞાનવડે જીવ મોક્ષે જાય તેનેજ શાખ જાણવી" પણ જો તે જીવરૂપી આંબાનું રક્ષણ મનરૂપી રખવાળ બરોબર રીતે નહીં કરેતો, તે જીવરૂપી આંબાનાં ગુણરૂપી ફળોને માયારૂપી પક્ષીઓ આવીને ખાઈ જશે, ને જીવરૂપી આંબાના ખરા સમયને ફોગટ કાઢશે. ત્યારે તેનો સમય ગયા પછી તેનાં ગુંણરૂપી ફળોનો નાશ થાયછે. પછી જો તે રૂતુ ગયા પછી, ગઈ રૂતુ તથા તેનાં ફળોની આશા જીવરૂપી આંબાનું રક્ષણ કરનાર જે મન ધરાવે, તો તે સર્વે મીથ્યા છે. (માટે જેવી રૂતુ આવેછે, તેવાંજ ફળો બેસેછે. ને તેનું જેવું રક્ષણ કરેછે, તેવોજ લાભ પામેછે).

॥ जीवनउपदेश गायनो ॥ ॥ राग. ॥

॥ हरीभजन विना दुःखदरीआ संसारनो पार न आवे ॥

તમે જરા જાગૃત થઇ જુઓને જીવ વિચારી,
વિગતે વાંચીને સમજો તમે શીખસારી; ટેક.
પ્રથમ આપતણી ઓળખાણ કરી,
મુળ ઉત્પત્તિ ઉપર ધ્યાન ધરી;
માયા મહાદુઃખમાં કેમ આવ્યા ફરી, તમે. ૧

ખરી યાદી લાવી આપના મનમાં,
હીત ચાહી ફરો તમે સોધનમાં;
શું કરવું અને શું કરો તનમાં, તમે. ૨

મોટું કારણ તમતણી કરણી,
પુન્યપાપ તણીતો નીસરણી;
ભુલો તેમ ભમાવે ઘણીજ ઘણી, તમે. ૩

શ્રેષ્ટ મનુષ્યા જન્મને તો જાણી,
જેમાં જાણ પાપપુન્ય પોતે પ્રાણી;
અપવર્ગ એમાં નિશ્ચે આણી, તમે. ૪

તમે જેવાં કૃત્ય કરશો હાથે,
તેજ જાણો આપે તમોની સાથે;
રહે દુઃખ સુખ એરીતે માંથે, તમે. ૫

જાત જાત તણા જીવ દેહ ધરી,
પાંમે દુઃખ અતિ ચોરાસીમાં ફરી;
નહિં હીંડે જીવ જ્યાં સુધીતો ડરી, તમે. ૬

॥ जीवनी अवळाइ ॥ राग ॥ उपरनो ॥

ખરૂં માંનોતો મોટામાં મોટી ભુલ્ર રહીછે તમારી;
સર્વ તે શુંણાવું જે બુદ્ધી પહોંચે હમારી, ટેક.

શ્રેષ્ટ મનુષ્યા જન્મ તેનેતો પામી,
ચાલો અવળા એ મોટી ખામી;

ઓચિંતિ વ્યાધિ ત્યાંથી તો જામી, ખરૂં માનોતો. ૧
જુઓ માહામાયામાં તમે લીન થયા,
શ્રેષ્ટ નામ પ્રભુનું ભુલી ગયા;
વળી ત્યાગી બેઠા મનથી તો દયા, ખરૂં માનોતો. ૨
જાણી જોઇ તમે જુઠમતો કરતા,
ઘણા પડપંચથી પેટો ભરતા;
સત્ય તજતાં તમેતો નથી ડરતા, ખરૂં માનોતો. ૩
બોલી સવળું અને અવળા ચાલો,
બની ત્યાગીને માયામાં માલો;
એવો ઠાઠ કરો શાંને ઠાલો, ખરૂં માનોતો. ૪
જાણુ થયા બહુ શાસ્ત્ર ભણી,
ગુંણ વાંચ્યા તમે એક એક ગણી;
થાઓ અજાણુ એ અવળાઈ ઘણી, ખરૂં માનોતો. ૫
એ અજાંણુપણું આડું આવે,
માયા સર્પણીનું જીવપર ફાવે;
મારી ડંશ માહા દુઃખમાં ફસાવે, ખરૂં માનોતો. ૬
બાંધો કર્મ તમે દેહ સુખ ગણી,
તેમાં જીવને પીડા વધેજ ઘણી;
ભોગવશે કરેલાં કણીજ કણી, ખરૂં માનોતો.૭
વિશ્વાસ વિના દુઃખ આવી પડે,

નહીં ગણશો ત્યાં સુદ્ધિ નક્કીજ નડે;
જો જીવ સમજે તો સુખ માર્ગે જડે, ખરૂં માનોતો. ૮

जीवने व्हेम तजवा विषे राग उपरनो.

વળી જાણતો વ્હેમ તણું તો દુઃખ વિશાળ છે,
ભવ સીંધુંમાં ભ્રાંતિ તણી તો ભારે જાળછે; ટેક.
તમે વ્હેમ વિષે તો વિંટણા બહુ,
દેખા દેખી કરતા હીંડોછો સહુ;
વધે જન્મ મરણ દુઃખ સાચું કહું, વળી. ૧
જીવહીત માર્ગે ન ધ્યાન ધરો,
સારૂં નરશું તમે તો ન નિશ્ચે કરો;
ઉલટા દુઃખના સામાં તો ડગલાંજ ભરો, વળી. ૨
દેહા આચાર તો દેખી પાળો,
કરી જપ તપને કાયા બાળો;
એમ જરૂર નહિં જુગદીશ ભાળો, વળી. ૩
તમે ચિત્ત મેલુ રાખીને ચાલોછો,
ઓળખી અવળા માર્ગો ઝાલોછો;
ભુલ ભ્રાંતિની નજરે ભાળોછો, વળી. ૪
ઓળખાંણુ પડે શું પ્રભુજ તણી,
ભ્રાંતિ જાળ આવેછે આડી ઘણી;

ચુકો તમે ચિત્તમાં અવિચાર ચણી, વળી. ૫
જઇએ જાત્રાએ જુગદીશ મળે,
નાહીએ નદીઓમાં પ્રાશ્ચિત ટળે;
ખોટી આશા એતો નાહીં ફળે, વળી. ૬
તમે કરેલાં કર્મો જે હાથે,
નિશ્ચે જાણો તમે તો છે સાથે;
ગુંના કરેલા તેતો રહેશે માંથે, વળી. ૭
વધુ અવગુંણ શું કહું વિસ્તારી,
ભ્રાંતિ ભરેલા માર્ગો દિશે ભારી;
પંથપક્ષ ખેંચી બન્યાછો અહંકારી, વળી. ૮
એમાં જીવતણું હીત શું ધારો,
પુરી પ્રજ્ઞા પહોંચાડી વીચારો;
અતી હેરાન થઇ અંતે હારો, વળી. ૯
સર્વ વ્યાપક વિશ્વમાં ઇશ્વરછે,
સમદ્રષ્ટિ પણે સુભક્તિ કરશે;
તો તે જીવનું કામ સૌ સરસે, વળી. ૧૦
મુળવાત કહું મન મેલ જશે,
ભુડી ભ્રાંતિ તણું મંડાણ ખશે;
સુખદાયક જ્યારે સંતોષ વસે, વળી. ૧૧
એવું સમજી મુકો ખોટી મમતા,

હેઠા બેસો હવે ભ્રાંતિથી ભમતા;
સોધો સોધો તમે સત્યને સમતા, વળી. ૧૨

॥ सारी आशानी भावनाथी थतो लाभ ॥ ॥ राग ॥
॥ अरे भगवांन; पतिना दान. लावणी ॥

અરે તું પ્રાણી, વાત લે આણી, મનમાં આતો;
જગત સુખને જોઇ, રખે મકલાતો. ૧
અલ્પ જાણ જગતનું સુખ, થશેરે વિમુખ, કામતો તારૂં;
વળી વારેવારે વ્રતાંત, અતીશું વિસ્તારૂં. ૨
જન્મ મર્ણનું કષ્ટ, કહું હું સપષ્ટ, ઘણું છે ભારે;
પકડ પાધરો માર્ગ, હવે શું વિચારે. ૩
તું જોને જગતના માર, વળી જે વહેવાર, જીવોએ રચીયા;
જાણી ભારે વધશે ભાર, ધંધે સૌ મચીગા. ૪
ખોટી આશનો પાસ, વીંટાણા ચોપાશ, જીવ શું છુટે;
એવો લેવા ચાહી લાવ, અતી શીર કુટે. ૫
જેમ હારે જુવારી જર, હોય ખબર, બમણું રમતો;
જેમાં થાય અતી નુકશાન; ધંધો તોય ગમતો. ૬
એ પેરે રહ્યું અજ્ઞાંન, જરા નહિં ભાંન, મહેનત લે પાકી;
તેમ ધશી ધુળમાં ઘણું, જશે જીવ થાકી. ૭
ફેર કરે તે કાજ, વળે નહીં લાજ, થાક વિશારતાં;

એમ ખતા ખાય અપાર, હૈએ નહીં ધરતાં. ૮

જગત સુખને જોઈ, અતી જીવ મોહી, ઊલટું ચાલે;
જે અતી કષ્ટ દેનાર, માર્ગ તો ઝાલે. ૯

ખરી આશાનો સ્વાદ, મુકીને વાદ, જરા જો ચાખે;
ધર્મ કર્મનો મર્મ, ચાહી ચીત્ત રાખે. ૧૦

અચળ સુખની આશ,પ્રભુની પાસ,અહો નિશ માગી;
અપવર્ગ તણો જે માર્ગ, ઓળખ તું અભાગી. ૧૧

તું કર નહિં અવર વિચાર, સમજ શિખ શાહી;
જીવ જરૂર તું પામે સુખ, કહેછે જીભાઈ. ૧૨

સરસ આસાર, જેથી ઉદ્ધાર, તાહરો થાશે;
તુજ માટે કહે રાયચંદ, ત્રિવિધિ દુઃખ જાશે. ૧૩

॥ जीवने चालवानो सारो रस्तो ॥ ॥ राग ॥

॥ गणाधिपति तुजीया सरण आव्यो रे ॥

પ્રાણી તું કરને પ્રભુથી પ્યાર રે. ટેક.

કરને પ્રભુથી પ્યાર, સુખ તો ઇચ્છે અપાર; (૨)
સોધને આત્મનો સાર રે, પ્રાણી. ૧

મિથ્યા સુખ જગત કેરૂં, પવનનું જેવું લેરૂં; (૨)
શું તેમાં ચિત્ત ચોંટયું તેરૂંરે, પ્રાણી. ૨

સંસારનો ખોટો ઠાઠ, સ્વપ્ના જેવો છે ઘાટ; (૨)

કહુંછું હું તુજમાટ રે, પ્રાણી. ૩
પંચભુત કેરી દડી, વણસતાં વાર ઘડી; (૨)
બળવંતા ગયા પડી રે, પ્રાણી. ૪
બડી ગંદી બની કાયા,સર્પણી સરીખી માયા; (૨)
સંકટે પડ્યા જે ધાયારે. પ્રાણી. ૫
સ્વાર્થનો મળ્યો સાથ, ભુંડા શું ભીડીછે બાથ; (૨)
આવે શું એમાંથી હાથરે, પ્રાણી. ૬
લેણા દેણા માટે મળે, ભવોભવ આવી ભળે; (૨)
છુટને તું કોઈ કળેરે, પ્રાણી. ૭
અવળા કરી વિચાર, અંગનો સોધે આધાર; (૨)
તાહારા પડે ક્યાં ઠારરે, પ્રાણી. ૮
શાને એવું કરે સાલ, જો તું જરા જોઈ ચાલ; (૨)
સમજી સુમાર્ગ ઝાલરે, પ્રાણી. ૯
દધીથી માખણ થાય, વારીમાંથી જોતું ચાહ્ય, (૨)
આશાએ ફોગટ જાયરે, પ્રાણી. ૧૦
મદના ટીંપામાં મોહી, ઊમર બધીજ ખોઈ; (૨)
ધુંળમાં રહ્યો શું ધોઈરે, પ્રાણી. ૧૧
ભકિતનો માર્ગ ન ભાળ્યો,ભુંડા બધો ભળ બાળ્યો;(૨)
ખોટનો માર્ગ ન ખાળ્યોરે, પ્રાણી. ૧૨

સત્વર સમજ તું તો, સોડ તાણી શું તું સુતો; (૨)
ચેતને ચેતાવું હુતોરે, પ્રાણી. ૧૩
વિષય વિરોધો ઝીતી, સાચી શ્રીરંગ તણી પ્રીતી; (૨)
માન્ય હવે ઘણી વીતીરે, પ્રાણી. ૧૪
માની સાચા શ્રુતિ બોલ, જીભાઈ કહે તું તો ખોલ; (૨)
હૈયું તે કરીજ તોલરે, પ્રાણી. ૧૫
રાયચંદ કહે રેણિ એક, પ્રભુ સાથે પૂરો ટેક; (૨)
સુખ તો મળે અનેકરે, પ્રાણી. ૧૬

मनःसजा राग उपरनो.

કહ્યું માન્ય મનસુબા તું મારૂં રે, ટેક.
મનસુબા માન્ય મારૂં, ચોરાસીનું મટે બારૂં; (૨)
પ્રભુ નામ કરે પ્યારૂંરે, કહ્યું. ૧
માયાની ખોટી મીઠાશ, લેવાને ખુશી તું થાશ; (૨)
બેઠો ન કરી તું હાશરે, કહ્યું ૨
ચીત્ત તું ચપળ ચોર, હૈયાના હરામખોર; (૨)
રખડે હરાયા ઢોરરે, કહ્યું. ૩
વ્હેમમાં વીંટાણો ભારે, કલ્પના કુડી તું ધારે; (૨)
નબળા નિશ્ચે તું હારેરે, કહ્યું. ૪
થવા ઇચ્છે જરવંત, જગત લાવનીજ ખંત, (૨)

કપટો કરે અનંતરે, કહ્યું. ૫
વિષયના સ્વાદ કેરી, ભાવનાએ લીધો ઘેરી; (૨)
સ્નેહી જાણેંછે તે વેરીરે, કહ્યું. ૬
ખાંનપાન કેરૂં જ્ઞાન, અવર ન દીશે ભાન; (૨)
ઊંઘાને વળે શું શાંનરે, કહ્યું. ૭
મરવું તો નથી મારે, ખોટી આશા આવી ધારે; (૨)
દુઃખી થવું પડે તારેરે, કહ્યું. ૮
માયામાં અતિ રીબાતો, ખરેખરા ખત્તા ખાતો; (૨)
નીર્લજ ફેર જાતોરે, કહ્યું. ૯
વાર્યું કર મન મારૂં, બગડે બહુજ તારૂં; (૨)
થશે નહિં તુજ ધાર્યું રે, કહ્યું. ૧૦
ખોટા ખોટા કરી ખેલ, પ્રભુને નહિં ભજેલ; (૨)
વયની ઘટાડી વેલરે, કહ્યું. ૧૧
સમજી સીદ્ધો તું ચાલે, શર્ણુંતો પ્રભુનું ઝાલે; (૨)
અતિ સુખ તુર્ત આલેરે, કહ્યું. ૧૨
જ્ઞાન કેરો રથ કરી, ઈંદ્રિ અશ્વે ઘોંશ ધરી; (૨)
લગામ ભક્તિની ખરીરે, કહ્યું. ૧૩
કશીને તું દોર ઝાલ, સુરત લગાડી ચાલ; (૨)
ભવ સીંધુ તરે હાલરે, કહ્યું. ૧૪

કહી શીખ તુજ માટ,ભલો આવ્યો આતો ઘાટ;(૨)
ચાલ્યો જા સીધી છે વાટરે, કહ્યું. ૧૫
પ્રભુ ગુંણ પુરા ગાંઈ, વર્ણવી કહેજીભાઈ; (૨)
સમજી મન તું લે સાહીરે, કહ્યું. ૧૭
મનહીત ખરૂં જાણી,રાયચંદે શીખ વખાણી; (૨)
મોક્ષની એછે એંધાણીરે, કહ્યું. ૧૭

प्रभु विनंतिपाठ ईश्वरस्तुतिः शीखरणी छंद.

સદા સાંતી આપો, સરણ તુજ રાખી પ્રભુ મને;
વિદારો વ્યાધીને સુભ મતિજ આપો અનુ દને.
નથી હુંમાં નીતી, અવગુણ અતીછે મુજ વિષે;
નથી હુંમાં બુદ્ધિ, સરસ સુખ માર્ગો નહિ દિસે.
અતી માયા માંહી, મલિત થઈ માલું બહુ વળી;
સુધર્મો સૂજેશું, અધિક મનમાં હું રહુ ખળી.
મહા પાપીછું હું, અગણિત ગુના તો નિત કરૂં;
વળી વારે વારે, અઘજ કરતાં હું નવ ડરૂં.
નહીં સારી રીતી, નથિ પરમ પ્રીતી પ્રભુ પરે;
વિટાણો વીટંડે, પ્રભુપદ વિષે ચીત્ત ન ઠરે.
મહારાજા હુંતો, અધિક અપરાધી તમ તણો;
ઉગારો આવીને, અવનિપતિ ગુના નવ ગણો.

હવે માગું માફી, પ્રભુ સરણુ સાચું તમ તણું;
બધી દેખી ભ્યાદ્ધી, અવર સુખ હું તો નહિ ગણું.
નયંતા ત્રાતા તું, શિશું તમ ગણી સાહ્ય કરશો;
વિસારી વાંકોને, વિનતિ મુજની કર્ણ ધરશો.
અનાદી કાળોથી, ભમુ ભવ વિષે સંકટ ખમી;
હવે હું તો હાર્યો, પ્રભુ કરગરૂં હું નમિ નમી.
તમો મુને તારો, મુદિત થઈ જીભાઈ ઉપરે;
વળી આપે તારો, નજર કરી રાયચ્ચંદ ખરે.

॥ ईश्व नियम कर्म रूप कायदो ॥ (जीवने समजवाने खरी मागणी)

**ललीत छंद.**

પુરણ હેતથી પ્રાર્થના કરૂં, જનમ મર્ણના દંડથી ડરૂં;
દરદ દેહનાં ના ખમાયરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે. ૧
કરમ રૂપ તો કાયદો કરી, નિયમની કળા ન્યાયથી ધરી;
કદિજ કોઇથી ના રચાયરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે. ૨
કરણિ જીવજે જેવિ તો કરે, તરત તે પ્રમાણે ગુનો ઠરે;
જરૂર તો સજા તેવિ થાયરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે. ૩
સમજિ જીવજે જોઈ ચાલશે, જિવન હીતના માર્ગ ઝાલશે;
જગત જાળમાં ના ફસાયરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે. ૪

કપટને તજી કામ જો કરે, મન વિષે ડરી ચર્ણ જો ધરે;
પ્રભુજ કાયદા ના તજાયરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે.૫
સરસ એવિ જો ભાવના થશે, જગત વિઘ્ન સૌ જીવનાં ખશે;
પ્રભુ પસાયતો પુર્ણ થાયરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે. ૬
પરમ સૂખમાં જીવ એ પડે, જનમ મર્ણનાં કષ્ટ ના નડે;
પ્રભુજ તેજમાં જે સમાયરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે.૭
નિયમને તજી જીવ ચાલશે, શરિર હીતના માર્ગ ઝાલશે;
વિષય વાસનાથી વિંટાયરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે.૮
જરવરોં થઈ જગતમાં ફરે, સમરના વશેં કામ શું સરે;
પતિત જીવ એ શું કમાયરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે.૯
ગરવના વિશે કાંઈ ના ગણી, અનુ દિને અનીતી કરે ઘણી;
મન વિષે પ્રભુ તે ન ચાહ્યરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે.૧૦
નિર્ધન વખ્તમાં તે વિમાશશે, કરગરી કહે શું હવે થશે;
અરર ઓ પ્રભુ શું ઉપાયરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે.૧૧
કરગરે પ્રભું કેમ મૂકશે, જિવ તણા ગુનાને ન ચૂકશે;
કરમ કાયદામાં ઝલાયરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે.૧૨
અવનિ ઊપરે જન્મતો ફરે, જુદિજ જાતના દેહ તો ધરે;
ત્રિઠજ ભોગવે તે સદાયરે, પ્રભુ વિના કરે કોણ સાહ્યરે.૧૩
ખરૂંજ માનિને સર્ણ તો લિવું, વણ વિચારથી કૃત્યના કિધું;

શિશુ જિભાઇ તો મોક્ષ ચાહ્યરે,પ્રભુ વિના કરે કોણ સાહ્યરે.૪
ખરીજ આશાતો મુકતની ધરી, વિનતિ રાયચંદે પ્રભુ કરી,
શિશ શિશૂ તણું આપ પાયરે,પ્રભુ વિના કરે કોણ સાહ્યરે.૧૫

## आरति.

જય પ્રભુ સુખકારી, જય પ્રભુ સુખકારી;
વિષેશ ગુણ વરણવતાં, મિટે ભવ દુઃખ ભારી; જય. ૧
અચ્યુતાનંદ પ્રભુ આપ, આ વિંનતી મારી; પ્રભુ (૨)
શરણાંગત લઈ શિશુંને, દોમાતિ બહુ સારી; જય. ૨
અગોચર આપ સ્વરૂપ, અવનિમાં વ્યાપ્યું; પ્રભુ (૨)
જન્મ મરણ જીવ કરણી, નિયમ કરી થાપ્યું; જય. ૩
અણ મિલ તેવું જ્ઞાન, તમે તે મુને આપ્યું; પ્રભુ (૨)
મનુસ્યા મહા મણિ માંહી, મનથી મેં માપ્યું; જય. ૪
અલ્પ મતિનો ગ્રંથ, અવનિમાં અરપ્યો; પ્રભુ (૨)
જીવ સુખ માર્ગ નિપાવ્યો, ત્યારે જરા ધરપ્યો; જય. ૫
એ બન્યુ આપ કૃપાય, નહિં મતિ તો મારી; પ્રભુ(૨)
ખ્યાત શેવકની ખાશી, રહે પ્રભુએ ધારી; જય. ૬
અનેક જન્મનાં દુખ, તેથી હું હાર્યો; પ્રભુ (૨)
વિભુચરણ ચિત્ત પ્રીતી, મોક્ષ માર્ગ ધાર્યો; જય. ૭
જરા મૃત્યુ મહામાર, ભય તેનો ભારે; પ્રભુ (૨)

સમજી સર્ણુ લીધુ, ઉભાઈ તું તારે; જય. ૮
રજ તમની મહારાડ, દેખીને ડરતો; પ્રભુ (૨)
રાયચંદ બાળ ઉગારો, શર્ણ આશ ધરતો; જય. ૯



## ગ્રાહકોનાં મુબારક નામ.

**આ પુસ્તકને ઘણું માન્ય આપનાર પ્રજ્ઞાવંત પોપટલાલ જીવરાજ.**

### ગામ માંડલ.

| | |
|---|---|
| વહોરા મનસુખ લાટકચંદ | ૬ |
| વ્યાસ ભીખાભાઈ સાંકળેશ્વર | ૪ |
| ઠકર વીરજીભાઈ લક્ષ્મીચંદ | ૧ |
| વહોરા મગનલાલ અમૃતલાલ | ૧ |
| મોહાંત જગનનાથજી માધવદાસજી | ૧ |
| ભાવસાર મગનલાલ કેશવજી | ૧ |
| દોશી કેવળલાલ એનશીભાઈ | ૧ |
| દોશી તલકશી પીતાંબર | ૧ |
| દોશી હીરાચંદ વખતચંદ | ૧ |
| સા. સાંકળચંદ ઝવેરચંદ | ૧ |
| સા. ચુનીલાલ હીરાચંદ | ૧ |
| સા. નગીનલાલ કુંવરજી | ૧ |
| સોની માવજી અંબારામ | ૧ |
| વ્યાસ પરસોતમ મનસુખરામ | ૧ |
| રાવલ મગનલાલ નથુરામ | ૧ |
| વહોરા મોહનલાલ જીવરાજ | ૧ |
| સા. મગનલાલ રંગજીભાઈ | ૧ |
| ઠકર જગજીવનલાલ કાળીદાસ | ૧ |
| ભાવસાર મહીપતરામ ઉમેદરામ | ૧ |
| વ્યાસ હીમતલાલ અંબારામ | ૧ |
| વ્યાસ ભાઈજી ગુલાબસંગ | ૧ |
| સા. છોટાલાલ હરખચંદ | ૧ |
| વહોરા વાડીલાલ કેવળલાલ | ૧ |
| સુતાર રાઘવજી જીવરાજ | ૧ |
| ગાંધી ધનજી અમીચંદ | ૧ |
| સા. હઠીસંગ વાલજી | ૧ |
| ભાવસાર શંકરલાલ હીરચંદ | ૧ |
| ઠકર રતનશી કુબેરજી | ૧ |
| પટેલ સવચંદ મકનદાસ | ૧ |
| વ્યાસ કાળીદાસ ઓઘારામ | ૧ |

### ગામ માલણપુર.

| | |
|---|---|
| ઠકર એમચંદ મુલચંદ | ૧ |

### ગામ વીરમગામ.

| | |
|---|---|
| ગાંધી વાડીલાલ હઠીસંગ | ૧ |
| પંડ્યા વ્રજલાલ રણછોડલાલ | ૧ |
| મહેતા ગણપતરામ કેશવલાલ | ૧ |
| સોની હરગોવન ગીરધરલાલ | ૧ |
| સોની બળદેવ માવજી | ૧ |
| સોની હરગોવન ખુશાલ | ૧ |
| મહેતા મણીલાલ પ્રાણજીવન | ૧ |
| મહેતાજી હરીલાલ લક્ષ્મીરામ | ૧ |
| સા. રણછોડલાલ છગનલાલ | ૧ |
| સા. મણીલાલ ચુનીલાલ | ૧ |
| ભાવસાર ભગવાન ગુલાબચંદ | ૧ |
| ભાવસાર ગણેશજી મકનજી | ૧ |
| ભાવસાર લાલજી ડાયા | ૧ |
| ભાવસાર હરજીવનદાસ નથુભાઈ | ૧ |
| ભાવસાર કેશવજી ઝવેરદાસ | ૧ |
| ભાવસાર ચતુરલાલ ધનજીભાઈ | ૧ |
| ભાવસાર રાયચંદ મોતીચંદ | ૧ |

ભાવસાર ધનજી પરભુદાસ ૧
ઠક્કુ કસ્તુરલાલ એતશીભાઈ ૧

### અમદાવાદ.

પટેલ મણીલાલ દોલતરામ ૧
સાંકળચંદ ડુંગરસી ૧

### સાણંદ.

જાંની દેવશંકર રૂપરામ ૧
શેઠ વાલજી ધનજી ૧
લવાર ફકીરચંદ જેઠાલાલ ૧

### ગોધાવી.

સા. મોહનલાલ મગનલાલ ૧

### ધોલેરા.

સા. સુખલાલ છગનલાલ ૧

### વાળમ.

મહેતા દયાશંકર શેવખરામ ૧

### ઉનાવા.

ભાવસાર જુમખરામ બેહેચરદાસ ૧

### વણોદ.

સા. નગીનલાલ લલુભાઈ ૧
શેઠ વરવાચંદ મોતીચંદ ૧
ગોરજી જયચંદજી વજેચંદજી ૩

### પાટડી.

મહેતા પરભુદાસ નંદરામજી ૧
દાકતર જગનલાલ પુલજી ૧

### દસાડા.

જોશી નથુરામ અંબારામ ૧

### લીલાપુર.

ઇશ્વરલાલ ભીમભાઈ ૧

### વઢવાણ.

સા. શાંમજીભાઈ ઠાકરશી ૧
વોહોરા ધનજીભાઈ લાલચંદ ૧
ઠકર વીઠલદાસ દયાલભાઈ ૧
ભાવસાર નરસીલાલ નારણભાઈ ૧
ભાવસાર ભગવાન દેવચંદ ૧

### ધ્રાંગધરા.

ભાવસાર જીવણલાલ ટોકરશી ૧
શેઠ માણેકચંદ ડામરશી ૧
ભાવસાર અમીચંદ નથુભાઈ ૧
પારેખ ગીરધરલાલ પ્રેમચંદ ૧
દેશાઈ કાળીદાસ હરજીવન ૧
લક્ષ્મીચંદ મકનભાઈ ૧
શેઠ છગનલાલ હુકમચંદ ૧
હરીશંકર અંબારામ ૧
કંસારા રઘુભાઈ જેઠાલાલ ૧
ઠકર પુરસોતમ વીદ્યારામ ૧
ઠકર મોતીચંદ ગુણચંદ ૧
ઠકર અમરસી બેહેચરદાસ ૧
સાંઈ ગાંજીસા ૧૦

### બજાણા.

ઠકર લવજી દેવજી ૧
સા. અમરતલાલ છગનલાલ ૧

### પાણીસીણા.

સા. જેઠાલાલ ભુદરશી ૧

### દેત્રોજ.

ભાવસાર નારણદાસ બેહેચરદાસ ૧
ભાવસાર વનમાળીદાસ વીરદાસ ૧

**સુરત.**

| | |
|---|---|
| ભાવસાર મુળચંદ ગબાભાઈ | ૧ |
| ભાવસાર મોતીલાલ ફકીરચંદ | ૧ |
| ભાવસાર મોતીરામ ઇચ્છારામ | ૧ |
| છેપા છગનલાલ ખુશાલભાઈ | ૧ |

**કલકત્તા.**

| | |
|---|---|
| વ્યાસ મોહનલાલ વનમાળી | ૧ |

**સમી.**

| | |
|---|---|
| ભાવસાર હાંસરાજ દેવચંદ | ૧ |



# જાહેર ખબર.



હે, પ્રીય બંધુઓ આ એક અમુલ્ય ગ્રંથ ખરીદો. કે જેથી આપને દીન દીન પ્રત્યે ઘણા સુખની વૃદ્ધી થાય. અમોએ આ પુસ્તક પ્રથમજ રચેલું છે; માટે જરા પણ લોભ નહીં રાખતાં લેનાર શખ્સોને ફાયદા કરી આપવામાં આવેલું છે ને હવે જે સામટી પ્રત્યો મંગાવશે તેને પણ કીફાયતે આપવામાં આવશે. માટે જે ભાઇઓને લેવાની ઇચ્છા હોય તેઓએ રોકડી કીમતે નીચેને સીરનામે મંગાવવું. નાટપેટ પત્ર લેવામાં નહિ આવે.


મુ. માંડલ,<br>
તાલુકે વીરમગામ.<br>
ઠે. ગામઠી સ્કુલ.

લી. શેવક.<br>
જીભાઈ મુગટરામ રાવલ.<br>
તથા<br>
રાયચંદ કેશવજી ભાવસાર.


